


# સનાતનધર્મની ગર્જનાઓ.



પ્રથમ વર્ષ.

વાર્ષિક મૂલ્ય ૦-૪-૦.
ટપાલખર્ચ જુદું.

ગર્જના ૧૧-૧૨.

યોજનાર
પૂજ્યપાદ આચાર્યજી
શ્રીમન્નથુરામશર્મા
બીલખા

છપાવી પ્રસિદ્ધ કરનાર
મણિલાલ મગનલાલ
ત્રિવેદી
મંત્રી, શ્રીસનાતનધર્મ પુસ્તક
પ્રચારક મંડળ- અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦-૨-૦. આવૃત્તિ ૧ લી.

શાકે ૧૮૩૫. પ્રત ૨૦૦૦.

---

અમદાવાદ

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મગનલાલે છાપ્યું.

# સનાતન ધર્મની ગર્જનાઓ સંબંધી પ્રથમ વર્ષનો ઉપસંહાર.

અમોએ કબુલ કર્યા પ્રમાણે ફક્ત રૂ. ૦–૪–૦ આનામાં પ્રજાને ૪૦૦ પૃષ્ઠ કરતા વધારે પૃષ્ઠો પૂરા પાડી તેમને ઉત્તમ પ્રકારનું સાહિત્ય પુરું પાડયું છે એ અમારા સુજ્ઞ વાચકોની દૃષ્ટિબહાર નહીંજ હોય. દરેક ગર્જનામાં કેટલાં કેટલાં પૃષ્ઠ પ્રજાને પૂરા પાડ્યા છે તે નીચે પ્રમાણે જણાવાય છે:—

| ગર્જના | પૃષ્ઠ | પરચુરણ પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | ૩૪ | ૨ |
| ૨ | ૪૧ | ૦ |
| ૩ | ૩૧ | ૧ |
| ૪ | ૩૨ | ૦ |
| ૫ | ૭૦ | ૯ |
| ૬–૭ | ૨૬ | ૦ |
| ૮–૯–૧૦ | ૧૦૫ | ૭ |
| ૧૧-૧૯ | ૬૪ | ૦ |
| | કુલ ૪૦૩ | ૧૯ |

બીજા વર્ષની ગર્જનાઓમાં અદ્ભુત લેખો આવવાના છે અમો આશા રાખીએ છીએ કે જનસમુહે પ્રથમ વર્ષની ગર્જનાઓ વાંચવાનો લાભ લીધો છે તેના કરતાં વધારે લાભ બીજા વર્ષની ગર્જનાઓ વાંચીને લેશે.

મંત્રી.



# સનાતનધર્મની ગર્જનાઓ.

## અગીઆરમી અને બારમી ગર્જનાઓ.

શ્રીશિવવિષ્ણુસ્વરૂપ, શ્રીરામાયણનું અવલોકન, શ્રીઉપાસનાવિચાર, શ્રીપંચીકરણ.

---

## ॥ श्रीशिवविष्णुस्वरूप ॥

" सौम्यं महेश्वरं साक्षात् सत्यविज्ञानमद्वयम् ।
वंदे संसाररोगस्य भेषजं परमं मुदा ॥
भक्तिगम्याय भक्तानां विदुषामात्मरूपिणे ।
स्वानुभूतिप्रसिद्धाय नमस्ते सर्वसाक्षिणे ॥ "

અહો ! અજ્ઞાનનુ પ્રાબલ્ય કેવુ અકથ્ય છે ! એના અનિર્વચનીય પ્રાબલ્યથીજ અલ્પજ્ઞ જીવો એકરસ, સર્વવ્યાપી ને, સૂક્ષ્મતમ સચ્ચિદાનંદ ને સ્વરૂપમાં આ નાનાપણું ત્રણે કાળમાં અત્યન્ત અસત્ છતાં પણ સત્યરૂપે અનુભવે છે ! એના વિલક્ષણ મહિમાથીજ જીવો અનિત્યને નિત્ય, અપવિત્રને પવિત્ર, દુઃખ ને સુખ, ને અનાત્મને આત્મસ્વરૂપે જાણે છે! એનો અદ્ભુત પ્રભાવ ઊલટુ દર્શન કરાવનાર હોવાથીજ અજ્ઞ પણ

પોતાને વિનાઅડચણે સર્વજ્ઞ સમજી શકે છે ! ને એથીજ અલ્પજ્ઞ જીવો વિનાપ્રયોજને પરસ્પર ક્લેશનાં બીજ રોપી પરિણામે તેનાં દુઃખરૂપી ફળોને ભોગવે છે. એ અજ્ઞાનનો દુરાગ્રહનામનો પુત્ર પણ એવા અજ્ઞાની જનોપર પોતાની પ્રબળ સત્તા ચલાવનારો છે. આમ હોવાથીજ અલ્પ બુદ્ધિના દુરાગ્રહી માણસો પોતપોતાના સંપ્રદાયના મૂળ આચાર્યના ઉપદેશનું ને સચ્છાસ્ત્રનું વાસ્તવિક તાત્પર્ય નહિ વિચારતાં તથા અન્યની વિતૃષ્ણા કરી પોતાના ઇષ્ટદેવનું પરમજ્ઞાન સંપાદન કરવાનો આરૂઢ યત્ન નહિ આરંભતાં એકબીજાના સંપ્રદાયને, આચાર્યને તથા ઇષ્ટદેવને અયોગ્ય રીતે નિંદવામાં આનંદ માની લે છે, ને સમયે પરસ્પર વાગ્યુદ્ધ કે શરીરયુદ્ધ પણ ચલાવે છે. આવા પ્રકારના સર્વ ક્લેશોનું મૂળ કારણ અજ્ઞાન છે, એ ઉપર કહી ગયા છીએ, માટે પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે એ અજ્ઞાન દૂર કરવામાટે તેનું વિરોધી જે જ્ઞાન તે સંપાદન કરવું જોઇએ. અહિં ઇષ્ટદેવના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનની નિવૃત્તિ કરવાની છે, માટે તેની નિવૃત્તિમાટે તેના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિ કરવાની આવશ્યકતા છે. આપણા ભારતવર્ષમાં ને તેમાં પણ આપણા ગુજરાતના વેદાનુયાયીઓમા બે મુખ્ય ઇષ્ટદેવતાઓ આજકાલ મનાય છે, શ્રીશિવ તથા શ્રીવિષ્ણુ; માટે એ બેનાં વાસ્તવિક સ્વરૂપો તે તે દેવતાના ઉપાસકે અવશ્ય જાણવાં જોઇએ, કે જેવડે પોતાને શાંતિનો લાભ મળે, ને વિનાપ્રયોજને પોતાને તથા અન્યને થતો ક્લેશ નિવૃત્ત થાય.

શિવ એ શબ્દ મંગળ ને કલ્યાણ ઇત્યાદિ અર્થનો વાચક છે, ને વિષ્ણુ એ શબ્દ પ્રવેશ* કરીને રહેનારને વ્યાપક ઇત્યાદિ અર્થનો વાચક

---

*"यस्माद्विश्वमिदं सर्वं, तस्य शक्त्या महात्मनः ।
तस्मादेवोच्यतेविष्णुर्विशधातोः प्रवेशनात् ॥"

છે. માયાને વશ રાખી આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરનાર જે માયાવિશિષ્ટચૈતન્ય તે ઈશ્વર, શબલબ્રહ્મ, સદાશિવ, મહાદેવ ને મહેશ્વર+ ઇત્યાદિ નામોથી શાસ્ત્રોમા ઓળખાય છે. જ્યારે જીવોનાં કર્મો ફળ આપવાને પક્વ થાય ત્યારે એટલે પ્રલયના અતમાં ને સર્ગના આરંભમા જીવોના ભોગમોક્ષનિમિત્ત સૃષ્ટિ રચવાનો સકલ્પ તે કર્મફળપ્રદાતા ઈશ્વરને થાય છે, ને તેથી શ્રીમહામાયાની સામ્યાવસ્થાનો ભંગ થાય છે. પછી એ મહામાયાદ્વારા પ્રથમ શ્રીરુદ્રને, પછી શ્રીવિષ્ણુને, ને અતે શ્રીબ્રહ્માને તેમની શક્તિઓસહિત તે ઉત્પન્ન કરે છે, ને તેમને તેમનાં પૃથક્ પૃથક્ કાર્યોનો વિવેક આપે છે. એટલે કે જીવોને જ્ઞાન આપવાનુ તથા પ્રલયકાળે સર્વ દૃશ્ય ઉપાધિનો સહાર કરી પોતામાં લય કરવાનુ કર્મ શ્રીરુદ્રને, જીવોને દૃશ્ય વસ્તુમા સુખાનુભવ કરાવવાનું તથા સૃષ્ટિનુ પાલનપોષણ કરવાનુ કામ શ્રીવિષ્ણુને, ને જીવોને ક્રિયામા પ્રવૃત્ત કરવાનુ તથા સૃષ્ટિ રચવાનુ કાર્ય શ્રીબ્રહ્માને સોપવામા આવે છે. સર્ગાન્તે તેમનો તિરોભાવ પણ એજ ક્રમથી થાય છે; એટલે કે શ્રીબ્રહ્મા શ્રીવિષ્ણુમા, શ્રીવિષ્ણુ શ્રીરુદ્રમા, ને શ્રીરુદ્ર શ્રીમહામાયામાં ને મહામાયા શ્રીસદાશિવમા તિરોભાવ પામે છે, ને તે શ્રીસદાશિવજી શ્રીમહામાયારૂપ ઉપાધિના અભાવે શ્રીપરબ્રહ્મરૂપે વિરાજમાન રહે છે

---

+"मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ १० ॥

શ્રીકૃષ્ણયજુર્વેદીયશ્વેતાશ્વતરોપનિષદ્‌નો ચોથો અધ્યાય.

"यो वेदादौ स्वरः प्रोक्तो वेदांते च प्रतिष्ठितः ।
तस्य प्रकृतिलीनस्य यः परः स महेश्वरः ॥ ८ ॥"

શ્રીમહાનારાયણોપનિષદ્ દશમ ખડ.

એ ત્રણે દેવને ક્રમથી સમષ્ટિસ્વરૂપ જે ઈશ્વર તેમની મહામાયાના સત્ત્વ, તમસ્ ને રજસ્ એ ત્રણ ગુણો પણ કહેવામા આવે છે, ને તેથીજ તે તે ગુણોના વર્ણાનુસાર તે તે દેવના શરીરનો વર્ણ-રંગ-કથન કરવામા આવે છે; એટલે કે શ્રીરુદ્રને કોટીચંદ્રના પ્રકાશસમ ગૌરસ્વરૂપવાળા, શ્રીવિષ્ણુને ઇંદ્રનીલસમ શ્યામશરીરવાળા, ને શ્રીબ્રહ્માને ઇંદ્રગોપસમ રક્તશરીરવાળા કહેવામાં આવે છે. કોઇ કોઇ ગ્રંથમાં તે દેવોના પૂર્વોક્ત વર્ણાનુસારે તેમના અંતર્ગુણો કહી પછી તેમનો બહારની ક્રિયાઓના યોગથી તેમના બહારના ભિન્ન ભિન્ન ગુણો કહ્યા છે એટલે કે શ્રીરુદ્રની સંહાર કરવાની ક્રિયાને પ્રધાન ગણી તેમની તે તામસક્રિયાથી તેમનો બહિઃતામસગુણ, શ્રીવિષ્ણુની સૃષ્ટિપાલનની ક્રિયાને પ્રધાન ગણી તેમનો બહિઃસાત્ત્વિકગુણ, ને શ્રીબ્રહ્માની સૃષ્ટિરચનાની પ્રવૃત્તિને પ્રધાન ગણી તેમનો બહીરાજસગુણ કહ્યો છે* શ્રીવિષ્ણુનું તથા તેમના અવતારોનુ માહાત્મ્ય કથન કરનારા પુરાણોમા જે તેમનું સત્ત્વગુણપ્રધાન કિંવા ત્રિગુણાતીત તનુ કહ્યુ છે, તે ક્રમે કરીને તેમની સૃષ્ટિપાલનરૂપ સાત્ત્વિક-ક્રિયાને લઇને, તથા કાર્યકારણનો અભેદ હોય છે એ ન્યાયને ગ્રહણ કરીને શ્રીવિષ્ણુનો શ્રીસદાશિવથી અભેદ માનીને કહેલ છે, અન્ય હેતુથી કહેલ

---

*"रजोगुणेन संछन्नो ब्रह्माधिष्ठाय तं गुणम् ।
स्रष्टा भवति सर्वस्य जगतः पंडितोत्तमाः ॥ ३० ॥
गुणेन तमसा छन्नो विष्णुः सत्त्वगुणं बुधाः ।
अधिष्ठाय भवेत्सर्वजगतः पालकः प्रभुः ॥ ३१ ॥
तथा सत्त्वगुणच्छन्नो रुद्रो विप्राः तमोगुणम् ।
अधिष्ठाय भवेद्धन्ता जगतः सत्यवादिनः ॥ ३२ ॥"
શ્રીસૂતસંહિતા, પ્રથમ ખંડ, અધ્યાય ૮.

નથી; કેમકે તે તનુનું સ્વરૂપ તો શાસ્ત્ર, કાવ્ય તથા ચિત્રાદિમાં પ્રત્યક્ષ રીતે તમોગુણના સાદૃશ્યનુ એટલે નવા મેઘના જેવું શ્યામ જોવામાં આવે છે. અહિ વાચનારે આટલું અવશ્ય ધ્યાનમાં રાખવાનુ છે કે જીવોના તામસસ્વભાવજેવો શ્રીઈશ્વરનો તામસસ્વભાવ નથી, પણ . જીવોના તામસસ્વભાવથી એ તામસસ્વભાવ ઘણો જ ઉજ્જવળ છે, તેથીજ તે સૃષ્ટિનુ પાલણપોષણ કરવા સમર્થ છે. આપણે ઉપર જે શ્રીરુદ્ર, શ્રીવિષ્ણુ ને શ્રીબ્રહ્માનો પ્રાદુર્ભાવ કહ્યો તે માત્ર આપણી આ સૃષ્ટિમાટે સમજવો. એવા અનત રુદ્રો, અનત વિષ્ણુ ને અનત બ્રહ્મા અનંત સૃષ્ટિના સંહાર, ઉત્પત્તિ ને સ્થિતિને અર્થે ઉપજે છે, એ સ્મરણમાં રાખવુ. બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર એમ સામાન્યપણે જે ક્રમ બોલવામાં આવે છે, તે તેઓની ઉત્પત્તિ એ ક્રમે થયી છે, એમ જણાવવા માટે નથી, પણ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ ને લય ક્રમે કરી તેઓદ્વારા થાય છે, માટે એ ક્રમાનુસાર તેમનાં તે નામોનુ સામાન્યપણે ઉચ્ચારણ થાય છે.

સર્વ પ્રવૃત્તિનુ મૂળ વેદ છે, એ વેદની પ્રવૃત્તિ આરભમાં (સર્ગારભમા) શ્રીબ્રહ્માએ ને પછી તેમના પ્રજાપતિ આદિ પુત્રોએ તથા ઋષિઓએ કરી હતી, ને વર્તમાનમા પણ પૂર્વમીમાસાને અનુસરનારા શિષ્ટ બ્રાહ્મણોજ તેના પ્રવર્તક છે. શ્રીબ્રહ્માના રજોગુણનું સર્વ પ્રવૃત્તિના પ્રેરક વેદમા સાદૃશ્ય જોઇ વેદ અને વેદમૂર્તિ બ્રાહ્મણમા બ્રહ્માનું પૂજન પૂર્વમીમાસાદ્વારા પ્રવૃત્ત થયુ જે અદ્યાપિ પણ પ્રચલિત છે. (શ્રીબ્રહ્માની પ્રતિમાપૂજા આખા ભારતવર્ષમા માત્ર પુષ્કરમાજ થાય છે, અન્ય સ્થળે થતી નથી.) વેદોચ્ચારણ વાણીદ્વારા થાય છે, ને વાણીનું સામાન્ય ગોલક મુખ છે, માટેજ બ્રાહ્મણની શ્રેષ્ઠતા સૂચવવા તેમની ઉત્પત્તિ શ્રીવિરાટ્પુરુષના *મુખથી થયેલી છે, એમ કહેવામા આવ્યુ છે.

---

*"**ब्राह्मणोऽस्य मुखमासीत्**" શ્રીશુક્લયજુર્વેદ અ. ૩૧, કંડિકા ૧૧,

આ સૃષ્ટિમાંના સર્વ પ્રાણીઓનુ પોષણ તથા સ્થિતિ શ્રીસૂર્યદ્વારા થાય છે. આવી રીતનું આ શ્રીસૂર્યનું શ્રીવિષ્ણુથી સાદૃશ્ય અવલોકી પ્રાચીન ઋષિઓએ શ્રીસૂર્યમા શ્રીવિષ્ણુનું* સ્તવન કર્યું છે. વેદના સંહિતાભાગમાં શ્રીસૂર્યની સ્તુતિ બહુ બહુ કરેલી જોવામાં આવે છે, તે તેમના ગુણો શ્રીવિષ્ણુસદૃશ છે, માટેજ છે. જેમ અગ્નિ સર્વ દૃશ્ય પ્રાણિપદાર્થને ભસ્મ કરી પોતાનામાં લય કરવાને સમર્થ છે, તેમ શ્રીરુદ્ર પણ પ્રલયકાળે સર્વ દૃશ્ય પ્રપચને પોતાનામાં લય કરવાને સમર્થ છે. આવી રીતનું તે બનેમાં સાદૃશ્ય વિલોકી પૂર્વના ઋષિઓએ ×અગ્નિમા શ્રીરુદ્રનું યજન આરભ્યુ હતું. પૂર્વોક્ત ત્રણે દેવનાં આ કર્મની સિદ્ધિ કરનારા સ્વરૂપો છે, માટે તેવડે કામ્યપદાર્થોની પ્રાપ્તિની યાચના સકામ અંત:કરણવાળા કરે છે; ને ચિત્તશુદ્ધિ ઇચ્છનારા મુમુક્ષુજનો પણ આરંભમા અતરના અસુરોને (ઇંદ્રિયાદિની નિષિદ્ધ તથા ઉન્મત્ત વૃત્તિઓને) દણવાને તથા અંતરના દેવોને (ઇંદ્રિયાદિની વિહિત વ્યાવહારિક તથા પારમાર્થિક વૃત્તિઓને) બળવાન્ કરવાને વૈદિકકર્મો આચરે છે–ત્રણ મુખ્ય દેવોનો અભેદ સમજી તેમાના એકનું કે સર્વનું તે તે પદાર્થોમા યજન કરે છે, અર્થાત્ વેદાધ્યયન, સધ્યાવદન તથા હોમાદિદ્વારા તેમને પૂજે છે. જેમ અંતર્યામીના અદૃશ્ય તનુને (શરીરને) સુશિષ્યો આચાર્યના તનુમાં, સાધ્વી પત્ની પતિના તનુમાં, ને સુપુત્રો માતપિતાના તનુમાં યજે છે તેમ શ્રીછાદોગ્યોપનિષદ્‌માં પણ અતરના અસુરોથી બચવામાટે

---

* શ્રીઋગ્વેદના બીજા અષ્ટકના બીજા અધ્યાયના ચોવીશમા વર્ગની त्रिष्णोर्नु क वीर्याणि ઇત્યાદિથી આરંભ થતી તથા परम पदमवभाति भूरि ત્યા પરિસમાપ્ત થતી છ ઋચાઓ જુઓ.

×"रुद्रो वा एष यदग्निः" રુદ્રાધ્યાય. પૃ. ૧૧૯.

અંતર્ના દેવોએ વૈદિકકર્મોનો આશ્રય લીધાનું જણાવ્યું છે.* કામ્ય પ્રયોગવાળાને વ્યાવહારિક પ્રયત્નવિના ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ થાય તે કર્મસિદ્ધિ ગણાય છે, પણ મુમુક્ષુને વૈદિકકર્મોનો કાંઇ તેવો ઉપયોગ કરવાનો નથી, માટે તેણે તો વિહિત કર્મો કરતાં કરતા જ્યારે પોતાના ઇંદ્રિયઅંતઃકરણની નિષિદ્ધ તથા ઉન્મત્ત ચેષ્ટાઓ વિરામ પામી જણાય ત્યારે જાણવું જે હવે તેના કર્મની સમાપ્તિ કે સિદ્ધિ થયી છે, ને તેથી હવે તેણે કર્મને ગૌણ કરી પ્રધાનપણે ઉપાસનાનો આરંભ કરવો જોઇએ. જેણે શ્રીસદ્ગુરુદ્વારા પોતાની પ્રકૃતિને અનુકૂલ આવે એવી ઉપાસનાનો બોધ મેળવેલો છે, તેવા અધિકારી ઉપાસકપુરુષને શ્રીસદ્ગુરુઉપદિષ્ટમાર્ગે યત્ન કરતાં કરતાં જ્યારે તેની ચિત્તવૃત્તિમાં ધ્યેયનો સાક્ષાત્કાર થાય ને વૃત્તિ વિશેષ સમયસુધી ધ્યેયાકાર રહી શકે તથા મનના વિક્ષેપનો નાશ થાય ત્યારે તેણે જાણવું જે પોતાની ઉપાસના હવે સિદ્ધ થયી છે. આવા કૃતોપાસન અધિકારીનેજ શ્રીસદ્ગુરુદ્વારા મહાવાક્યનો બોધ થતાં શીઘ્ર આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, અન્યને નહિ આવી રીતનો ક્રમ હોવાથી કર્મની સિદ્ધિએ ઉપાસના સિદ્ધ કરવાની આવશ્યકતા ઊભી થાય છે. ઉપાસનાના સામાન્યપણે બે પ્રકાર છે, અંતર્ ને બહિર્: ને તે બંનેની સિદ્ધિમાટે પૂજા ને ધ્યાન એ બે મુખ્ય ઉપાયો પૂર્વના શિષ્ટોએ માન્યા છે, તેથી કર્મમાં શ્રીરુદ્ર અને શ્રીવિષ્ણુનું જે ક્રમથી અગ્નિ અને આદિત્યમાં યજન થતું હતું તે ઉપાસનામા બદલાયું, ને તેમનું પ્રતિમાઓદ્વારા પૂજનધ્યાન કરવાનું વિહિત ગણાયું, અને ×અષ્ટાદશપુરાણોમાં

---

* "देवा वै मृत्योर्बिभ्यतस्त्रयीं विद्या प्राविशन्ते छंदोभिरच्छादयस्य दॆभिरच्छादयस्तच्छंदसा छंदस्त्वम्" ॥ २ ॥

છાંદોગ્યોપનિષત્, પ્રથમાધ્યાયનો ચતુર્થ ખંડ.

×"ब्राह्मं पुराणं प्रथमं द्वितीयं पाद्ममुच्यते ।

તેગના મહિમા વર્ણવાયા. તે પુરાણોનો વિશેષ ભાગ શ્રીરુદ્રના માહાત્મ્યને ને થોડો ભાગ શ્રીવિષ્ણુના માહાત્મ્યને પ્રતિપાદન કરે છે. આરંભમાં પ્રધાનપણે જ્ઞાનને ઇચ્છનારા બ્રાહ્મણો શ્રીરુદ્રને ઉપાસવા લાગ્યા, ને અહિંની કે સ્વર્ગની વિભૂતિ મેળવવાની પ્રધાન ઇચ્છાવાળા ક્ષત્રિયો તથા વૈશ્યો શ્રીવિષ્ણુને ઉપાસવા લાગ્યા. આ વ્યવસ્થા કેટલોક કાળ વિવેકપૂર્વક ચાલી, પણ બુદ્ધના પ્રાદુર્ભાવપછી માયાના અદ્ભુત ને ગહન માહાત્મ્યને લીધે એ વ્યવસ્થા છિન્નભિન્ન થઇ ગઇ, ને જેને જે ગમે તેની તે વિચારે કે વિનાવિચારે યથેષ્ટ ઉપાસના કરે એમ ચાલવા લાગ્યું, ને દેવને નહિ પણ માત્ર યજમાનોને પ્રસન્ન રાખવા પણ કેટલાક બ્રાહ્મણોએ એવા માર્ગને ઉત્તેજિત કર્યો. આરંભમાં પૃથક્ ઉપાસના છતાં પણ સ્વરૂપવિવેક હોવાથી પરસ્પરમા ક્લેશ નહોતો, પણ પાછળથી સ્વરૂપવિવેક ભૂલાતા અજ્ઞાનવશાત્ ક્લેશ વધ્યો છે, એ સુજ્ઞને અસંતોષ ઉપજાવનાર છે.

શ્રીસદાશિવનો શ્રીમહામાયાદ્વારા પ્રથમ રુદ્રરૂપે અવિર્ભાવ થાય છે, માટે કારણકાર્યનો અભેદ ગણી ઘણા ગ્રંથોમા શ્રીરુદ્રનો શ્રીશિવ એવા

---

तृतीयं वैष्णवं प्रोक्तं चतुर्थं शैवमुच्यते ॥ ७ ॥
ततो भागवतं प्रोक्तं भविष्याख्यं ततः परम् ।
सप्तमं नारदीयं च मार्कण्डेयं तथाऽष्टमम् ॥ ८ ॥
आग्नेयं नवमं पश्चात् ब्रह्मवैवर्तमेव च ।
ततो लैंगवराहं च ततः स्कांदमनुत्तमम् ॥ ९ ॥
वामनाख्यं ततः कौर्मं मात्स्यं तत्परमुच्यते ।
गरुडाख्यं ततः प्रोक्तं ब्रह्माण्डं तत्परं विदुः ॥१०॥ ”

શ્રીસૂતસંહિતાના પ્રથમ ખંડનો પ્રથમાધ્યાય.

નામથી પણ વ્યવહાર કર્યો છે. એ સર્વવ્યાપી શ્રીશિવનું સ્વરૂપ શાસ્ત્રકારોએ પંચવક્ત્ર તથા ત્રિનેત્ર કહ્યું છે, પણ તેને તેવી પ્રતિમારૂપે પૂજવું તથા તે રૂપે તેમનું ધ્યાન કરવુ એ જ્ઞાન તથા યોગમાર્ગની પદ્ધતિઅનુસાર યોગ્ય ન જણાતાં શિષ્ટોએ તેમનુ લિંગસ્વરૂપે પૂજનઅર્ચનાદિ પ્રવર્તાવ્યું છે. લિંગશબ્દનો મૂળ અર્થ ચિહ્ન છે, પણ અહિં તેને જેમાં સર્વ ભૂતપ્રાણીઓ લય પામે છે, તથા જેમાથી પુનઃ ઉત્પન્ન થાય છે, તેમાં એટલે શ્રીશિવના જ્યોતિ:સ્વરૂપમાં રૂઢરૂપે સમજવાનો છે.* આ જ્યોતિ:સ્વરૂપ લિંગ (શિવસ્વરૂપ) સ્વયંપ્રકાશ છે. તેનુ વ્યાવહારિક સ્વયંપ્રકાશ સૂર્યની સાથે સાદશ્ય જોઇ સૂર્યની બાર સંખ્યાની પેઠે જ્યોતિર્લિંગની પણ §બાર સખ્યા શાસ્ત્રકારોએ કહી છે. શિવનામના કોઇ દેહધારી દેવના ઉપરથની શિવલિંગરૂપે પૂજા ચાલે છે, એ બહુ પ્રાકૃત કલ્પના છે, ને કોઇ વામમાર્ગીની તે પ્રચલિત કરેલી જણાય છે. આજકાલ જે શિવપુરાણ પ્રચલિત છે, તેમાના આઠમા ખંડનો સોળમો અધ્યાય પણ કોઇ વામીએ પોતાના તે ઉદ્દેશની સિદ્ધિઅર્થે દાખલ કરેલો જણાય છે. પુરાણોમાં આવા ઘણા ઘણા ક્ષેપક ભાગો સ્વાર્થી

---

*" लीयंते यत्र भूतानि निर्गच्छंति यतः पुनः ।
तन लिंगं परं व्योम निष्कलः परमः शिवः ॥ "

શ્રીસૂતસંહિતાના પ્રથમ ખંડના ચોથા અધ્યાયના ચોથા શ્લોકપરની તાત્પર્યદીપિકાનામક ટીકા.

§સોમનાથ, મલ્લિકાર્જુન, મહાકાળ, ઓંકારનાથ, કેદારનાથ, ભીમશંકર, વિશ્વેશ્વર, ત્ર્યંબક, વૈજનાથ, નાગેશ, રામેશ્વર ને ઘુસ્મેશ્વર એ દ્વાદશ જ્યોતિર્લિંગના નામો શ્રીશિવપુરાણના સાતમા ખંડના અઠ્ઠાવનમા અધ્યાયના આદિભાગમા કહેલા છે. વળી તેમના વિશેષ વર્ણનમાટે આઠમા ખંડમાંના આરંભમાંના કેટલાક અધ્યાય પણ જોવાયોગ્ય છે.

નોએ પોતાના સ્વાર્થની સિદ્ધિમાટે ગોઠવી દીધા છે, એ શોધક વિદ્વાનોને અજ્ઞાત નથી.

શ્રીરુદ્રના (શિવના) ગૌરસ્વરૂપની કલ્પનાનું કારણ પૂર્વે દર્શાવી ગયા છીએ, તે સ્મરણમાં રાખી તેમને અપાયેલી બીજી ઉપમા પણ વિલોકો. તમને તેમના ભાવિક ભક્તોએ પ્રેમાધીન થઇ બીજી જે જે ઉપમા આપી છે, તેનો વાસ્તવિક અર્થ નહિ સમજવાથીજ રુદ્રોપાસકમાના કાપાલિકાદિ સંપ્રદાયોમાં ઘણો અનાચાર ને શૈવવૈષ્ણવમા વિનાપ્રયોજને પરસ્પર દ્વેષ ઉપજ્યો છે. પરમજ્ઞાનસ્વરૂપ શ્રીરુદ્ર માયાના આચ્છાદનથી રહિત હોવાથી તેમને નગ્ન-દિગંબર-રૂપ કહેલા છે. અંતરમા પરમ સાત્વિક છતાં બહાર સૃષ્ટિસંહારરૂપ દેખાતા ક્રૂર કર્મને માત્ર સૃષ્ટિનિર્વાહને અર્થે ધારણ કરી રહ્યા છે, એમ જણાવવા તેમને વ્યાઘ્રનું ચર્મ ધારણ કરનારા વર્ણવ્યા છે,* પ્રલયકાળમાં બ્રહ્મા, વિષ્ણુ ને ઇંદ્રાદિ દેવતાના શેષભાગને પોતાને વિષે અવકાશ આપનારા હોવાથી કપાલોની માળા ધારણ કરનારા કહ્યા છે, અજ્ઞાનરૂપી મદોન્મત્ત ગજાસુરનો નાશ કરનારા તથા તેના—અજ્ઞાનના—અધિષ્ઠાન તથા આશ્રયરૂપ જ્ઞાનવડે વિભૂષિત હોવાથી ગજચર્મને ધરનારા એ નામ તેમને આપ્યુ છે, સર્વ દશ્ય પ્રપંચનો જ્યાં વિલય થાય છે, ત્યા—તે સ્થાનમાં-પોતે રહે છે, માટે તેમને શ્મશાનમાં વાસ કરનારા કહ્યા છે, રાજસી, તામસી તથા મલિનસાત્વિક પ્રકૃતિને પોતે ધારી રહ્યા છે, માટે ચિતાની ભસ્મનુ ધારણ કરનારા વર્ણવ્યા છે, ધર્મ જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્યરૂપ ચાર પગવાળા શુદ્ધસત્ત્વગુણરૂપ નંદી—આનંદયુક્ત—પર પોતે આરૂઢ હોવાથી વૃષભ—ઋષભ—શ્રેષ્ઠ—ના વાહનવાળા કહ્યા છે, સ્વભાવથી સ્થૈર્યવાળા તથા બરફથી શીતળ હિમાચળપર્વત જેવા શુદ્ધસત્ત્વગુણની

* શ્રીલિંગપુરાણના પૂર્વાર્ધના ૯૪ મા અધ્યાયનો પાછલો ભાગ જુઓ.

५०२८



પુત્રી અચળશાંતિના સ્વામી હોવાથી તેમને ગિરિજાપતિ કહ્યા છે, પ્રાણનું વૃત્તિથી ઐક્ય થઇ તે વૃત્તિ સુષુમ્ણામાર્ગથી બ્રહ્મરંધ્રદ્વારા ઊર્ધ્વ-ગમન કરનારી ( નિર્ગુણબ્રહ્મતરફ જનારી ) આ સ્વરૂપમા સ્વાભાવિક હોવાથી તેમને જટાજૂટમાં ગગાને ધારણ કરનારા કહ્યા છે, મનોવહામા સ્ત્રીસંકલ્પનો અભાવ કરી શરીરપોષકવીર્યને અધો નહિ જ ॥ દેતા સર્વદા ઊર્ધ્વ-કપાળમાં-ધારણ કરનારા હોવાથી સૃષ્ટિપોષક ચંદ્રને કપાળમા ધારણ કરનારા તેમને વર્ણવ્યા છે, અત કરણ તથા ઈંદ્રિયોની પરાક્-બહિર્-દૃષ્ટિરૂપી હાલાહલવિષને અતરમા નહિ જવા દેતા તેમણે અધ-વચમાજ-કંઠમાજ-રોકી દીધેલ છે, અર્થાત્ જે પરાક્દૃષ્ટિથી સમગ્ર સસાર મૃત્યુને અધીન થાય છે, તે પરાક્દૃષ્ટિને માત્ર પોતાના સ્વરૂપના એકદેશમા નામમાત્ર એટલે અસર ન કરી શકે એવી રીતે અતરાલજ રાખી છે, માટે તેમને હાલાહલવિષને કંઠમા ધારણ કરનારા કહ્યા છે, ને સહારસત્તારૂપ સર્પને ધારણ કરનારા હોવાથી સર્પના ભૂષણવાળા કહ્યા છે વળી તેઓ મનરૂપી અતિ ચપળ મૃગને પકડી રાખનાર વૈરાગ્યરૂપ પરશુથી ભવબંધન કાપનાર, ઇચ્છિત વર આપનાર, તથા અભય આપનાર હોવાથીજ તેમની પ્રતિમામા તેમના હસ્તોમા મૃગ ને પરશુ ધારણ કરાવેલા તથા વરમુદ્રા ને અભયમુદ્રા કરાવેલી આપણે જોઇએ છીએ. એ દેવ પિંડબ્રહ્માંડના ઊર્ધ્વભાગમા પ્રધાનપણે નિવાસ કરતા અનુભવાય છે, માટે તેમને ગિરિશ કે કૈલાસવાસી કહ્યા છે. શરીરમાં ત્રિકુટીરૂપ વારાણસીમાં વિશેષ અભિવ્યક્ત થનારા હોવાથી

* શ્રીજાબાલોપનિષદ્‌મા અત્રિના પ્રશ્નના ઉત્તરમા શ્રીયાજ્ઞવલ્કયે બને ભ્રૂ અને નાસિકાની સધિને વારાણસી કહેલ છે. સર્વ ઇદ્રિયોના કરેલા દોષોનું વારણ કરે છે, માટે વરણા તે બને ભ્રૂનો મધ્યભાગ, ને સર્વ પાપોનો નાશ કરે છે, માટે નાસી તે નાસિકાનો ઉપરનો ભાગ, એવી રીતે વરણા ને નાસીનો સગમ-સધિ-તેજ વારાણસી.

તેમને વારાણુસીમા રહેનારા વર્ણવ્યા છે. આધિભૌતિકરૂપે અસી અને વરણા એ નામની નદીઓની વચ્ચેનો ભાગ વારાણુસીને-કાશીપુરીને- નામે પ્રસિદ્ધ છે. આ વારાણુસીમાં પણ શ્રીગંગાસ્નાન, શ્રીવિશ્વનાથના દર્શન, ને સત્સમાગમ જો શ્રદ્ધાભક્તિપૂર્વક કરવામાં આવે તો પરિણામે મોક્ષમાર્ગ મળે એ દેખીતુંજ છે.

હવે શ્રીરુદ્રના ભક્તોની ઉપાસનાપદ્ધતિનુ રહસ્ય પણ ટુકામાં વિલોકીએ. અગ્રભાગમાથી જોડાયેલા ત્રણ કે પાચ બિલ્વફળને ઉલટાં મૂકીને રુદ્રભક્તો જે શ્રીરુદ્રને પૂજે છે, તેનુ તાત્પર્ય એ છે જે ત્રણ ગુણોની કિંવા પાંચ વિષયોની વ્યવહારભણી જનારી વૃત્તિઓને ફેરવીને અમે તે વૃત્તિઓનો સમૂહ આપસંમુખ કરીએ છીએ અર્થાત્ આપની પ્રસન્નતા- માટે અમે જ્ઞાનરૂપ યજ્ઞ કરીએ છીએ એવો ભાવ એ સંકેતદ્વારા તેઓ પ્રદર્શિત કરે છે. રુદ્રપ્રિય રુદ્રાક્ષ ધારણ કરવાથી તેઓ એમ સૂચવે છે કે અમે જ્ઞાનથી મોક્ષ માનનારા છીએ, ને રુદ્રની પ્રસાદીરૂપ ભસ્મના ત્રિપુડૂથી એમ જણાવે છે કે પ્રણવની ત્રણ માત્રા જે અકાર, ઉકાર ને મકાર એમનો શ્રીશિવથી અભેદ સમજી તેનું ઉપાસન કરનારા છીએ. વળી એ બને વસ્તુઓના ધારણથી તે ઉપાસકોની વૃત્તિમા વીરપણુ ને વિષયવૈરાગ્યાદિનો ક્રમે કરીને પ્રાદુર્ભાવ થવાનો તથા પ્રાણની શુદ્ધિ થવાનો પણ પ્રબળ સંભવ છે.

હવે શ્રીવિષ્ણુના સ્વરૂપને તથા તેમની ઉપાસના કરવાની રીતને વિલોકીએ. સૃષ્ટિસ્થિતિના વિરોધી અસુરોને ભયકર નાદથી ભય પમા- ડનારા, દૂર રહેલા તથા પાસે રહેલા વિરોધી અસુરોને ભયકર શાસ્ત્રથી હણનારા, તથા પોષક દ્રવ્યથી સૃષ્ટિનું પાલનપોષણ કરનારા શ્રીવિષ્ણુ છે, માટેજ તેમને ક્રમથી શખ, ચક્ર, ગદા ને પદ્મ એ ચાર આયુધ ધારણ કરનારા કહ્યા છે. સૃષ્ટિનુ પાલનપોષણ કરવારૂપ જે વ્યહારનો સત્ત્વગુણ

તેને ધરી રહેલા હોવાથી તેમને પીતાંબરધારી* વર્ણવ્યા છે. તન્માત્રાઓના પ્રસરેલા સૂક્ષ્મ રસમાં સ્થિતિ કરીને રહેલા હોવાથી તેમને ક્ષીરસાગરમાં શયન કરનારા કહેલા છે, ને તન્માત્ર સમૂહમાંથી પ્રકટેલા ને ત્રિલોકીના નાશમાં નાશ નહિ પામતા શેષ રહેનારા હજાર કિરણવાળા શ્રીસૂર્યમાં પોષક રૂપે સ્થિતિ કરી રહેલા હોવાથી તેમને શેષપર શયન કરનારા જણાવ્યા છે. ઋદ્ધિ અને સૌંદર્યની શક્તિ જે શ્રી–લક્ષ્મી–તેના સ્વામી હોવાથી તેમને લક્ષ્મીપતિ કહ્યા છે, ને અતિ વેગવાળા મનરૂપ ગરુડપર આરૂઢ હોવાથી તેમને ગરુડવાહન કહ્યા છે.

વૃંદા (તુલસી) એ ભક્તિનું+ સ્વરૂપ છે, માટે વૈષ્ણવો તેની કંઠી ધારણ કરી એમ જણાવે છે કે અમે કેવળ ભક્તિથી મોક્ષ માનનારા છીએ, ને તુલસીદલ શ્રીવિષ્ણુને ઉલટા ચઢાવવામાં તેમનો એવો આશય રહેલો છે કે અમે અમારા શરીર, વાણી ને મન આ દશ્ય જગતની ભક્તિથી ઉલટા કરી આપની ભક્તિમા જોડીએ છીએ· અર્થાત્ અમે સેવારૂપ યત્નવડે આપની પૂજા કરીએ છીએ. એ સંપ્રદાયમાં વૃંદાના વિશેષ માહાત્મ્યનુ કારણ પણ એજ છે. ઊર્ધ્વપુંડ્ર કરી તેઓ એમ સૂચવે છે કે અમે ઊર્ધ્વભાગમા રહેલાં સ્થાનોમાં સુખ ભોગવવા જવાની ઇચ્છા·

---

* સત્ત્વગુણનો રંગ ધોળો છે, માટે તેમને શ્વેતવસ્ત્રધારી કહેવા જોઇએ, પણ તેમ નહિ કહેતા તેમને જે પીતવસ્ત્રધારી કહ્યા છે, તેમા ઉંડો આશય છે, તે એ કે શ્રીવિષ્ણુનું પાલનપોષણરૂપ કર્મ શુદ્ધસાત્ત્વિક નથી, પણ રાજસમિશ્ર સાત્ત્વિક છે, છતા પણ અવિદ્યામાં તે સાત્ત્વિકજેવું જણાય છે; એમ તેમનું વાસ્તવિક સ્વરૂપ જણાવવાનો હેતુ છે. રાત્રિએ પીળામા ધોળાની ભ્રાંતિ થાય છે, એ વાત સુપ્રસિદ્ધ છે.

+ " वृंदा भक्ति "

શ્રીઅથર્વવેદના કૃષ્ણોપનિષદ્ના ૨૬ મા મંત્રના ઉત્તરાર્ધનો આદિ ભાગ.

વાળા છીએ હવે સંકેતને લીધે તથા તેના સાત્ત્વિકભાવને લીધે વૃંદા જ્યારે પવિત્ર મનાયી ત્યારે વૃંદાવન કિંવા વૃંદારણ્ય પવિત્ર મનાય એમાં આશ્ચર્ય શું ? અને તેથી શ્રીવિષ્ણુને પણ તે વૃંદા પ્રિયારૂપે જણાય એમાં આશ્ચર્ય નથી–સ્થિતિનિર્વાહકદેવને સેવા પ્રિયજ હોવી જોઇએ. ઇંદ્રિયોની તથા અંતઃકરણની બહારની વૃત્તિઓ વિશેષ કુંઠિત થઇ જવાથી યોગીઓને જે પોતાનો દિવ્ય (મહાકારણ) દેહ અનુભવવામા આવે છે, તેજ વૈકુંઠ કે ગોલોક (ગો એટલે ગાયો નહિ પણ કિરણો) સમજવા. ઋગ્વેદના બીજા અષ્ટકના બીજા અધ્યાયના ચોવીશમા વર્ગની છઠ્ઠી ઋચાના **"यत्र गावो भूरिशृंगा अयासः"** એ ભાગમાંના **गाव** એ શબ્દનો અર્થ સર્વ ભાષ્યકારોએ કિરણો એવોજ કર્યો છે, એટલે **भूरिशृंगा गावः** એ શબ્દોનો અર્થ લાંબા લાંબા શિંગડાંવાળી ગાયો કરી, તે જ્યાં છે તે ગોલોક, એમ અર્થ કરવો મિથ્યા છે; પણ જ્યાં દીર્ઘ વિસ્તારવાળા કિરણો છે તે ગોલોક–શરીરમાં દિવ્ય (મહાકારણ) દેહ કે બહાર સૂર્યમંડળભેદનદ્વારા પ્રાપ્ત થતો લોક જાણવો.

પૂર્વોક્ત રહસ્યો નહિ વિચારતાં બંને દેવોના પ્રાકૃત ઉપાસકો પરસ્પર મિથ્યા ક્લેશ કરે છે, ને તેમાં પણ કેટલાક અણસમજુ વૈષ્ણવો પોતાનું અજ્ઞાન પ્રકટ કરવા શ્રીશિવ, રુદ્રાક્ષ ને ભસ્મપ્રતિ પોતાનો અત્યંત દ્વેષ પ્રકટ કરે છે, એ અતિ અયોગ્ય છે.

હમણાં ભારતવર્ષમા મુખ્યત્વે ચાર શૈવસંપ્રદાય ચાલે છે પાશુપત, શૈવ, પ્રત્યભિજ્ઞા ને રસેશ્વર. વૈષ્ણવસપ્રદાય પણ મુખ્યત્વે ચારજ છેઃ રામાનુજ, મધ્વ, નિંબાર્ક ને વલ્લભ. જગહિતકર પૂજ્યપાદ શ્રીમચ્છંક-રાચાર્યના પ્રાદુર્ભાવસમયમાં શૈવ, રૌદ્ર, ઉગ્ર, ભાક્ત, જંગમ ને પાશુપત એ ૭ શૈવના, ને ભાક્ત, ભાગવત, વૈષ્ણવ, ચક્રી, વૈખાનસ ને કર્મહીન એ ૭ વૈષ્ણવના એમ બંનેના ૭ ૭ સંપ્રદાય હતા, એમ શ્રીશંકરવિ-

જયપરથી જણાય છે. પૂર્વોક્ત બંને પ્રકારના સંપ્રદાયોમાં બીજા પેટા વિભાગ પણ ઘણા છે.

શ્રીરુદ્ર અને શ્રીવિષ્ણુ એ બનેનુ કારણરૂપે એકજ સ્વરૂપ છે, માટે ઉપાસકોએ પોતપોતાના સ્વભાવાનુસાર કરેલી તે બેમાંના હરેકોઇની ઉપાસનાથી શ્રીસદાશિવની પ્રાપ્તિદ્વારા પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. જેમ વિવિધ લિપિભેદવડે સમાન અક્ષરની પ્રાપ્તિ થાય છે તેમ. "**तं यथा यथोपासते तथेत प्रेत्य भवंति**" (તેને જેવીજેવી રીતે ઉપાસે છે, તેવી રીતે અહિથી મૃત્યુ પામીને થાય છે,) એ શ્રુતિમા પણ કીટભૃગન્યાયે કરીને ઉપાસકનું ઉપાસ્યથી સારૂપ્ય કહ્યુ છે, માટે તે દેવતાઓની ઉપાસનાબોધક વિધિઓનું સર્વ પ્રકારે પોતપોતાના ઇષ્ટદેવથી અભેદ થઇ શ્રીમહેશ્વરદ્વારા પરબ્રહ્મમા પર્યવસાન છે, દ્વૈતભાવનામા પર્યવસાન નથી. સર્વ પુરાણોનુ પણ આ જ તાત્પર્ય છે. આવા તાત્પર્યને નહિ જાણનારા અર્વાચીન શૈવવૈષ્ણવો પારમાર્થિક શ્રુતિસ્મૃતિસિદ્ધ ઐકાત્મ્યને નહિ જાણી પરસ્પરમા મિથ્યા ક્લેશ કરી પરમ પ્રયોજનથી ભ્રષ્ટ થાય છે, એ શોચનીય છે. ભેદભાવ છોડી પોતાના ઉપાસ્યને કારણરૂપ સમજી તે ઉપાસ્યથી અન્યમા વિતૃષ્ણા રાખી તે ઉપાસ્યનો સાક્ષાત્કાર કરવો એ પ્રત્યેક ઉપાસકનું મુખ્ય કર્તવ્ય છે, પણ નિષ્પ્રયોજન ક્લેશ કરવો એ પાખંડીઓનું કામ છે. છેલ્લે ભેદભાવનાવાળાને નિરતર ચિતન કરવાયોગ્ય નીચેનું સ્મૃતિવાકય ઉતારી આ લઘુ લેખ સમાપ્ત કરીએ છીએ.—

**" ब्रह्माणं केशवं रुद्रं भेदभावेन मोहिताः ।**
**पश्यंत्येकं न जानंति पाखंडोपहता जनाः ॥"**

**॥ इतिशिवम् ॥**

---

॥ ૐ ॥

# ॥ श्रीरामायणनुं अवलोकन ॥

મહામુનિ શ્રીવાલ્મીકિપ્રણીત રામાયણનું નામ ભરતખંડમાં સર્વત્ર પ્રસિદ્ધ છે એટલુંજ નહિ, પરતુ પૃથિવીપરના સુધરેલા દેશોના વિદ્વાનોમાં પણ તેનુ નામ પ્રસિદ્ધ છે. તેના બાલ, અયોધ્યા, અરણ્ય, કિષ્કિધા, સુંદર, યુદ્ધ, ને ઉત્તર એ નામના સાત કાંડ છે. તે પ્રત્યેક કાંડમાં અનુક્રમે ૭૭, ૧૧૯, ૭૫, ૬૭, ૬૮, ૧૨૮, ને ૧૧૧ સર્ગો છે, તથા ૨૨૬૭, ૪૩૧૫, ૨૪૪૧, ૨૪૫૫, ૨૮૨૮, ૫૭૦૭ ને ૩૩૭૩ શ્લોકો છે. એવી રીતે રામાયણના સાત કાંડમા ૬૪૫ સર્ગો ને ૨૩૩૮૬ શ્લોકો છે. તેમાં બાલકાંડના પ્રથમના ચાર સર્ગો શ્રીવાલ્મીકિના કોઇ શિષ્યે ઉપોદ્દ્ઘાતરૂપે રચેલા હોય એમ જણાય છે. બાલકાડના પ્રથમ સર્ગના પદરમા શ્લોકની નીચેની રામકૃત તિલકનામની વ્યાખ્યામાં પણ "**सर्गचतुष्टयमाद्यमुपोद्घातरूपं कस्यचिच्छिष्यस्य ॥**" (પ્રથમના ચાર સર્ગ ઉપોદ્દ્ઘાતરૂપે કોઇ શિષ્યના લખેલા છે,) એ વચનવડે એજ અર્થ નિરૂપણ કર્યો છે. એ ચાર સર્ગ તથા તેના ૨૧૮ શ્લોકો દૂર કરતાં રામાયણના સર્ગ ૬૪૧ અને શ્લોકો ૨૩૧૬૮ થાય છે. એ વિના અયોધ્યાકાડમાં ૯૫ મા સર્ગપછી ૫૭ શ્લોકોનો એક સર્ગ, ઉત્તરકાડમા ૨૩ મા સર્ગપછી ૨૮૦ શ્લોકોના પાંચ સર્ગ, ૩૭ મા સર્ગપછી ૧૮૨ શ્લોકોના પાંચ સર્ગ, અને ૫૯ મા સર્ગપછી ૧૪૫ શ્લોકોના ત્રણ સર્ગ એમ રામાયણમાં ચૌદ સર્ગ અને ૬૬૪ શ્લોક પ્રક્ષિપ્ત છે, જેની ગણના ઉપરની ગણત્રીમા કરવામા આવી નથી.

ઉપોદ્દ્ઘાતના બીજા સર્ગમાં દર્શાવ્યા પ્રમાણે એક વેલા મહામુનિ વાલ્મીકિ પોતાના શિષ્ય ભરદ્વાજસહિત તમસાનદીના તીરપર ગયા હતા. ત્યાં એક ક્રૌંચપક્ષીનું જોડુ તેમના જોવામાં આવ્યું. તે જોડામાંના

એકનો કોઇ ભિલ્લે નાશ કર્યો. ક્રૌંચના મરણથી વિલાપ કરતી તેની સ્ત્રીને જોઇને મહામુનિ વાલ્મીકિથી કરુણાને લીધે તે ભિલ્લને નીચે પ્રમાણે શાપવચન કહેવાઇ ગયું:—

" मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत् क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥ "

**ભાવાર્થ:**—હે પાપમતે નિષાદ ! જેથી તેં કામથી મોહ પામેલ ક્રૌંચના જોડામાંથી એકનું હનન કર્યું છે, તેથી તું પણ આયુષ્યના શેષભૂત ઘણાં વર્ષો આ લોકમાં સ્ત્રીસહિત સ્થિતિ ન પામ.

પછી એ શાપસંબંધી વિચાર કરતાં કરતાં તેમનું પોતાના આશ્રમપર આવવું થયું. ત્યાં પણ તેમના મનમાંથી તે વિચાર દૂર થયો નહિ. પશ્ચાત્ ત્યાં બ્રહ્માનું આગમન થયું, અને તેમણે કહ્યું કે "મારા સંકલ્પથી તમારાથી તે વચન બોલાયું છે, તે તમારા યશની વૃદ્ધિ કરનારું થશે, માટે હવે તમે શ્રીરામચંદ્રજીના ચરિતનું વર્ણન કરો." પછી તેમણે રામાયણ રચ્યું. બાલકાંડના ચોથા સર્ગના બીજા શ્લોકમાં[1] તથા ઉત્તરકાંડના ૯૪ મા સર્ગના પચ્ચીશમાછવીશમા શ્લોકમાં[2] છ કાંડના પાંચસો સર્ગ

---

૧ " चतुर्विंशत्सहस्राणि श्लोकानामुक्तवानृषिः ।
तथा सर्गशतान्पञ्च षट्काण्डानि तथोत्तरम् ॥ "

ભાવાર્થ—શ્રીવાલ્મીકિઋષિ ચોવીશ સહસ્ર શ્લોકોને તથા છ કાંડો અને પાંચસો સર્ગો તથા ઉત્તરકાંડને કહેતા હવા.

૨ " संनिबद्धं हि श्लोकानां चतुर्विंशत्सहस्रकम् ।
उपाख्यानशतं चैव भार्गवेण तपस्विना ॥
आदिप्रभृति वै राजन्पञ्चसर्गशतानि च ।
काण्डानि षट् कृतानीह सोत्तराणि महात्मना ॥ "

અને ઉત્તરકાંડસહિત સાત કાંડના ચોવીશ સહસ્ર શ્લોક કહ્યા છે, પણ વર્તમાનકાલનાં પુસ્તકોમાં છ કાડના ૫૩૪ સર્ગો તથા સાત કાંડના ૨૩૧૫૮ શ્લોકો જોવામાં આવે છે. સર્ગોનો તથા શ્લોકોનો આ ફેરફાર લેખકોના પ્રમાદથી થયો હશે, કિંવા કેટલાક વિદ્વાનો ધારે છે તેમ આ શ્લોકો ક્ષેપક હશે.

શ્રીરામાયણમાં ઉત્તમ નીતિબોધ રહેલો છે. ઉત્તમપુત્રે પિતાની આજ્ઞાનું પાલન કેવી રીતે કરવુ જોઇએ તે શ્રીરામચદ્રજીએ યુવરાજપદનો ત્યાગ કરી ચૌદ વર્ષનો વનવાસ અંગીકાર કરી સ્પષ્ટપણે દેખાડી આપ્યું છે. પતિવ્રતાએ પોતાના પતિની ભક્તિ કેવા પ્રકારે કરવી જોઇએ તે સતી સીતાએ કરેલી રામચદ્રજીની ભક્તિથી જણાઇ આવે છે. કનિષ્ઠ બધુઓએ જ્યેષ્ઠબધુપ્રતિ કેવી રીતે વર્તવુ જોઇએ તે ભરત અને લક્ષ્મણે રામચંદ્રજીપ્રતિ કરેલા વર્તનથી જણાઇ આવે છે. દાસે પોતાના સ્વામિપ્રતિ કેવી રીતે આચરણ કરવુ જોઇએ તે હનુમાન્જીના ચરિત્રથી જાણવામાં આવે છે. રાજાએ પોતાની પ્રજાની પ્રીતિ સંપાદન કરવા પોતાના પ્રિય સબધિજનનો પણ પ્રસંગ પડે ત્યાગ કરવો ઉચિત છે, એમ લોકાપવાદના ભયથી સીતાજીનો ત્યાગ કરી શ્રીરામચદ્રજીએ દર્શાવી આપ્યુ છે. મહાન્ ઐશ્વર્યવાળો, મોટા બલવાળો, અને બલવાન્ સંબંધિજનવાળો પણ પરદારામાં દુષ્ટ બુદ્ધિ રાખવાથી નાશ પામે છે, એમ રાવણના ચરિત્રથી જાણવામાં આવે છે. દુ:ખી સ્થિતિમાં પણ જે સ્વધર્મનો ત્યાગ નહિ કરતાં નીતિને માર્ગે ચાલે છે, તે પરિણામે સુખી થાય છે, એ વાત સુગ્રીવ અને વિભીષણના ચરિત્રથી સમજાય છે જેનો

**ભાવાર્થ:—તપસ્વી વાલ્મીકિકવિએ ચોવીશ સહસ્ર શ્લોકો તથા સો ઉપાખ્યાનો રચ્યાં છે. હે રાજન્ ! તે મહાત્માએ પ્રથમથી માંડીને પાંચસો સર્ગો અને ઉત્તરકાંડસહિત બીજા છ કાંડો આ ગ્રંથમાં સમાવ્યા છે.**

નીતિનો પક્ષ હોય તેને વાનર, રીંછ અને પક્ષી પણ સાહાય્ય કરે છે, અને જેનો અનીતિનો પક્ષ હોય તેને તેના બંધુઓ પણ ત્યજી દે છે, એમ સુગ્રીવહનુમાનાદિ વાનરે, જાબવાનાદિ રીંછે, અને જટાયુ આદિ પક્ષીએ શ્રીરામચંદ્રજીને કરેલ સાહાય્યથી અને વિભીષણે કરેલા રાવણના ત્યાગથી જણાય છે.

આ ગ્રંથના મુખ્ય નાયક ભગવાન્ રામચંદ્ર છે. તેમના ઉત્તમ ચરિત્રના નિરૂપણના નિમિત્તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષના હેતુભૂત ઉપાયોનું મહામુનિ વાલ્મીકિએ રામાયણમા નિરૂપણ કર્યું છે, જે વિવેકીને સ્પષ્ટપણે સમજાઇ આવે એમ છે.

કેટલાક એમ ધારે છે કે રામાયણમાં જે વર્ણન છે તે બનેલી વાર્તાનુ નથી, પણ ભરતખડના આર્યો ખેડુતની સ્થિતિને પામ્યા તેનું તે રૂપક છે. તેમા રામ એ ખેડુતનું નામ છે, અને સીતા એ હળની કોશનુ નામ છે, પરતુ આ તેમનુ કથન સત્ય છે એમ માનવાને કાઇ પણ પ્રમાણ ન હોવાથી તેમનું કહેવુ સ્વીકારી શકાય એમ નથી. કેટલાક એમ પણ કલ્પના દોડાવે છે કે સુધરેલા આર્યો જ્યારે દક્ષિણભાગમા ગયા ત્યારે ત્યાં રહેનારા અનાર્યોસાથે તેમને જે યુદ્ધ થયુ હશે તે યુદ્ધનું આ રૂપક છે, પણ આ વાતને પુષ્ટિ મળે એવુ કોઇ પ્રબલ પ્રમાણ તેઓ આપી શકતા નથી. સેતુનો અવશેષ રહેલો ભાગ, તથા અન્ય નગરાદિનાં નામો, તેમજ પરપરાથી ચાલી આવતી દતકથા, એ સર્વને આધારે રામચંદ્રજી તથા રાવણ નામના પુરુષો પૂર્વે થઇ ગયા હશે, તથા તેમના વચ્ચે ઘોરયુદ્ધ થયેલુ હશે, એમ અનુમાન થાય છે. વળી રાક્ષસો કેવલ જંગલી સ્થિતિમા હતા એમ રામાયણપરથી સિદ્ધ થઇ શકતું નથી. તેઓ કેટલીક અદ્ભુત વિદ્યાઓ જાણતા હતા, તથા મોટા ઐશ્વર્યવાળા, વ્યવહારકુશલ અને નગરમાં રહેનારા હતા એમ રામા-

યણમાં સ્પષ્ટ રીતે જણાવ્યુ છે, તેથી મહામુનિ વાલ્મીકિએ રામાયણમાં પૂર્વોક્ત રૂપકનું નિરૂપણ કર્યુ હોય એમ માની શકાય એમ નથી. વળી કેટલાક એમ ધારણા બાધે છે કે બ્રાહ્મણધર્મના અને બુદ્ધધર્મના કિંવા જૈનધર્મના લોકોના પરસ્પર થયેલા મહાન્ કલહનું આ રૂપક છે, પરંતુ એ કથન પણ સંભવવાળું જણાતું નથી, કારણકે રાવણાદિ રાક્ષસો યજ્ઞાદિ વૈદિકકર્મના વિરોધી હતા, માટેજ તેઓ બૌદ્ધ કિંવા જૈન હતા એમ કહેતા પહેલાં તેમના આચારવિચારનુ જે નિરૂપણ કર્યું છે તે વિચારમા લેવુ જોઇએ. રામાયણમા રાવણાદિ રાક્ષસોને વ્યભિચારમાં પ્રીતિ રાખનારા, પશુપક્ષીના માંસભક્ષણઉપરાત નરમાસનું પણ ભક્ષણ કરનારા, અને રક્ત તથા સુરાનુ પાન કરનારા વર્ણવ્યા છે, જો તેઓ બૌધ કિંવા જૈન હોય તો તેમના કર્મો તેવા ન હોવા જોઇએ, કેમકે તેમના ધર્મમા તેવા કર્મ કરવાનો નિષેધ છે, તેથી તેઓ તે ધર્મના નહોતા એમ જણાય છે.

એવી રીતે સંક્ષેપમાં શ્રીરામાયણના આધિભૌતિકસ્વરૂપનો વિચાર કર્યો. હવે રામાયણના આધ્યાત્મિકસ્વરૂપનો વિચાર કરવામા આવે છે.

રામાયણનો આધ્યાત્મિક વિચાર આજપર્યંત ચાર વિદ્વાનોએ કરેલો જોવામા આવ્યો છે. સસ્કૃતમા કાશીવાળા પાઠક હરિકૃષ્ણે, ભાષામાં પંચોલી યમુનાશકરે, અને ગુજરાતીમા કવિ ગિરધરે તથા ગુપ્તજ્ઞાનસંહિતાકારે. પ્રથમના લેખકે રામાયણમાનાં બહુજ ઉપયોગી પાત્રોનાં આધ્યાત્મિક નામ આદિનુ વેદાન્તસિદ્ધાતપ્રમાણે નિરૂપણ કરવા યત્ન કર્યો છે, બીજાએ પ્રાયશઃ તેનેજ આધારે તુલસીદાસજીકૃત રામાયણના ક્રમપ્રમાણે કેટલાક વધારાસાથે લખ્યુ છે, ત્રીજાએ પોતાની રામાયણના ઉત્તરકાંડના આરંભમાં ભક્તિ તથા વેદાતમતાનુસાર સંક્ષેપમાં નિરૂપણ કર્યું છે, અને ચોથા લેખકે થિઓસોફીના તથા વેદાંતના સિદ્ધાંત-

પ્રમાણે રામાયણમાનાં અતિ અગત્યના પાત્રો આદિનાં આધ્યાત્મિક નામો દર્શાવ્યાં છે આ પાંચમો યત્ન છે, અને આમાં વેદાંત તથા યોગસિદ્ધાંતપ્રમાણે રામાયણના આધ્યાત્મિકસ્વરૂપનુ અવલોકન કરવામાં આવશે.

રામાયણના બાલ, અયોધ્યા, અરણ્ય, કિષ્કિધા, સુદર, યુદ્ધ ને ઉત્તર એવા સાત કાંડ છે. તેમાં બાલકાંડવડે શુભેચ્છાનુ પૂર્વરૂપ, અયોધ્યાકાંડવડે શુભેચ્છાનું ઉત્તરરૂપ, અરણ્યકાંડવડે વિચારણાનું પૂર્વરૂપ, કિષ્કિંધાકાડવડે વિચારણાનું ઉત્તરરૂપ, સુન્દરકાડવડે તનુમાનસાનું પૂર્વરૂપ, યુદ્ધકાંડવડે તનુમાનસાનું ઉત્તરરૂપ, અને ઉત્તરકાંડવડે સત્વાપત્તિ ગ્રહણ કરાય છે. એવી રીતે એ સાત કાડમાં સાધનાવસ્થાથી માંડીને સિદ્ધાવસ્થાની પ્રાપ્તિપર્યંતના કર્તવ્યનુ નિરૂપણ કરવામાં આવ્યું છે.

અધિકારીનુ શરીર એ અયોધ્યા છે. અંતઃકરણસહિત ચિદાભાસ એટલે જીવ એ દશરથ છે. દશ ઇંદ્રિયો એ જીવનાં વાહનો છે, માટે જીવને દશરથ કહેલો છે. તે જીવરૂપ દશરથને સાત્વિકીવૃત્તિરૂપ કૌશલ્યા, રાજસીવૃત્તિરૂપ સુમિત્રા, અને તામસીવૃત્તિરૂપ કૈકેયી એવી ત્રણ સ્ત્રીઓ છે. જીવરૂપ દશરથના અંતર્યામિરૂપ વસિષ્ઠ પુરોહિત છે. તે રાજાને શુભસંસ્કારરૂપ ઋષ્યશૃંગના આશીર્વાદથી સાત્વિકીવૃત્તિરૂપ કૌશલ્યાથી વિવેકરૂપ રામ, શુદ્ધરાજસીવૃત્તિરૂપ સુમિત્રાથી વૈરાગ્યરૂપ લક્ષ્મણ તથા વિશ્વાસરૂપ શત્રુઘ્ન, અને શુદ્ધતામસીવૃત્તિરૂપ કૈકેયીથી ભક્તિરૂપ ભરત એ ચાર પુત્રો પ્રાપ્ત થયા. એ ચાર પુત્રો સામાન્ય પરિપાકરૂપ કિશોરઅવસ્થાને પ્રાપ્ત થયા, ત્યારે કર્મકાંડમાં પ્રીતિ રાખનારી વૃત્તિરૂપ વિશ્વામિત્ર પોતાના નિષ્કામકર્મરૂપ યજ્ઞમાં વિઘ્ન કરનારા કૃપણતા તથા અસાવધાનતા આદિ અસુરોથી પોતાના તે યજ્ઞની રક્ષા કરવા વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણની યાચના કરવા જીવરૂપ દશરથપાસે

આવ્યા. તેમણે આવીને તે બનેની પોતાના પૂર્વોક્ત કાર્યમાટે જીવરૂપ દશરથપાસે યાચના કરી, પરંતુ જીવરૂપ દશરથે પોતાને તે પ્રાણથી પણ વધારે પ્રિય હોવાથી તેઓ આપી શકાય એમ નથી એવુ ઉત્તર આપ્યું, પણ પૂર્વોક્ત વિશ્વામિત્રના અત્યત આગ્રહથી તથા અતર્યામિરૂપ વસિષ્ઠના ઉપદેશથી વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણને તે વિશ્વામિત્રને સોપ્યા. તે વિશ્વામિત્રે તે વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણને સામાન્ય-શ્રદ્ધા તથા સામાન્યતિતિક્ષારૂપ બલા તથા અતિબલા વિદ્યા આપી માર્ગમા વિવેકરૂપ રામે તૃષ્ણારૂપ તાટકાનો સતોષરૂપ બાણવડે નાશ કર્યો, પૂર્વોક્ત વિશ્વામિત્રે જ્યારે સામાન્યદૈવીસંપત્તિરૂપ બ્રાહ્મણો-સાથે નિષ્કામકર્મરૂપ યજ્ઞનો આરભ કર્યો ત્યારે અવિદ્યારૂપ રાત્રિમાં વિચરનારા કૃપણતારૂપ મારીચ તથા અસાવધાનતારૂપ સુબાહુ એ અસુરો આસુરીવૃત્તિઓરૂપ પોતાના સૈન્યસહિત તે યજ્ઞમા વિઘ્ન ઉપજાવવાનો આરભ કરવા લાગ્યા. ત્યારે વિવેકરૂપ રામે કૃપણતારૂપ મારીચને ઔદાર્યરૂપ માનવાસ્ત્રવડે મૂર્ચ્છિત કરી દૂર ફેંકી દીધો, અને અસાવધાનતારૂપ સુબાહુનો સાવધાનતારૂપ આગ્નેયાસ્ત્રવડે નાશ કર્યો, અને તે બંનેને સાહાય્ય કરનારી દુષ્ટવૃત્તિઓરૂપ અન્ય અસુરોનુ કર્તવ્ય-પરાયણતારૂપ વાયવ્યાસ્ત્રવડે હનન કર્યું. તેથી કર્મકાડમાં પ્રીતિ રાખનાર વૃત્તિરૂપ વિશ્વામિત્રનો નિષ્કામકર્મરૂપ યજ્ઞ દઢતારૂપ પરિસમાપ્તિને પામ્યો. પછી ઉપાસનામા પ્રીતિ રાખનારી વૃત્તિરૂપ જનકને ત્યાં જવા પૂર્વોક્ત વિશ્વામિત્ર તથા વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણ નીકળ્યા. માર્ગમાં ઇંદ્રિયોને વિષયકામનાથી રોકવામા અસમર્થ એવા સામાન્ય-વૈરાગ્યરૂપ ગૌતમની વિષયકામનાવાળી પ્રજ્ઞારૂપ અહલ્યા જડતારૂપ પાષાણભાવને પામી હતી, તેને વિવેકરૂપ રામચંદ્રજીએ જડતારૂપ પાષાણ-ભાવથી નિવૃત્ત કરી સામાન્યવૈરાગ્યરૂપ તેના પતિને પ્રાપ્ત કરી. પૂર્વોક્ત

જનકને ધાર્મિકવૃત્તિરૂપ સુનયનાનામના રાણી, અને ઉપાસનાથી થતા આનંદરૂપ શતાનંદ નામના પુરોહિત હતા. ચિત્તરૂપ પૃથિવીને કર્તવ્યપાલનરૂપ હળવડે ખેડવાથી તેમને સ્થિરમતિરૂપ સીતાનામનાં પુત્રીની પ્રાપ્તિ થઇ હતી. તે સીતાને લૌકિકઐશ્વર્યરૂપ ધનુષ્યનો ભંગ એટલે બાધ-મિથ્યાપણાનો અપરોક્ષ નિશ્ચય-કરે તેને અર્પણ કરવાં એમ તે રાજાએ પ્રતિજ્ઞા કરી હતી. પૂર્વોક્ત વિશ્વામિત્ર તથા રામલક્ષ્મણ જ્યારે તે જનકરાજાને મળ્યા ત્યારે તેમનો તેણે ઘણો સત્કાર કર્યો. તે ધનુષ્યનો ભંગ કરવામાટે નાનાપ્રકારનાં સકામ લૌકિકવૈદિક કર્મમાં પ્રીતિ રાખનારી તથા નાનાપ્રકારની સકામ ઉપાસનામા પ્રીતિ રાખનારી વૃત્તિઓરૂપ રાજાઓ આવ્યા હતા, પણ તેમાંના કોઇથી તે ધનુષ્યનો બાધરૂપ ભંગ થઇ શક્યો નહિ. પરિશેષથી વિવેકરૂપ રામચંદ્રજીએ અધિષ્ઠાનરૂપ બ્રહ્મમા તે લૌકિકઐશ્વર્ય કલ્પિત હોવાથી વસ્તુઓએ મિથ્યા છે એમ તે ધનુષ્યનો ભંગ કર્યો. તેથી તે જનકે સ્થિરમતિરૂપ સીતાને વિવેકરૂપ રામચંદ્રજીને અર્પણ કર્યાં. પછી પ્રીતિરૂપ માંડવીનામની કન્યા ભક્તિરૂપ ભરતને, ઇચ્છારહિતતારૂપ ઉર્મિલાનામની કન્યા વૈરાગ્યરૂપ લક્ષ્મણને, અને સત્સંગતિમાં અભિરુચિ એ રૂપ શ્રુતકીર્તિનામની કન્યા વિશ્વાસરૂપ શત્રુઘ્નને આપી. પશ્ચાત્ અયોધ્યા આવતા માર્ગમા હઠયોગમા પ્રીતિ રાખનારી વૃત્તિરૂપ પરશુરામે પોતાની પાસેના દિવ્યવિષયરૂપ વૈષ્ણવાસ્ત્રને ચઢાવવાનુ એટલે તેનો બાધ કરવાની યુક્તિ જણાવવાનું કહ્યુ. પછી અધિષ્ઠાનમાં આનું કલ્પિતપણુ હોવાથી મિથ્યાપણુ છે, એમ તેના બાધની યુક્તિ કહી તેમને શાંત કર્યા

કેટલોક સમય વ્યતીત થયા પછી જીવરૂપ દશરથે વિવેકરૂપ રામચંદ્રને મુખ્યસાધન ગણવારૂપ યુવરાજપદે અભિષેક કરવાનો વિચાર કરી તે પ્રમાણે કરવાની યથાયોગ્ય વ્યવસ્થા કરી. એ વાત ખલતારૂપ

મંથરાદ્વારા તામસીવૃત્તિરૂપ કૈકેયીને જાણવામા આવતાં તેણે જીવરૂપ દશરથપાસે ભક્તિરૂપ ભરતને મુખ્યસાધન ગણવારૂપ યુવરાજપદે સ્થાપવાનો તથા વિવેકરૂપ રામચદ્રને ચૌદ વર્ષપર્યંત તેમનું કર્તવ્ય કરવારૂપ વનમાં મોકલવાનો બળાત્કારે સ્વીકાર કરાવ્યો. પછી વિવેકરૂપ રામચંદ્રજી, વૈરાગ્યરૂપ લક્ષ્મણ, અને સ્થિરમતિરૂપ સીતા સૌની અનુજ્ઞા માગી સ્વકર્તવ્યમાટે શુભવિચારરૂપ સુમન્ત્રસહિત વિદાય થયા. પ્રથમ નિષિદ્ધકર્મરૂપ તમસાનદીનું ઉલ્લંઘન કરી વિહિતકર્મરૂપ ગંગાનદીની સમીપ આવી પહોંચ્યા. ત્યા મુમુક્ષુતારૂપ ગુહનો સમાગમ થયો, એટલે શુભવિચારરૂપ સુમન્ત્રને પાછો જીવરૂપ દશરથપાસે મોકલ્યો. પછી વિહિતકર્મરૂપ ગંગાનું ફલેચ્છાના ત્યાગરૂપ નૌકાવડે ઉલ્લંઘન કરી સશયાભાવરૂપ પ્રયાગ પહોચ્યા. ત્યાં પરોક્ષજ્ઞાનનિષ્ઠારૂપ ભરદ્વાજનો સમાગમ ગયો. તેમણે રાજયોગરૂપ ચિત્રકૂટનો માર્ગ દેખાડવા શાસ્ત્રજ્ઞાનરૂપ પોતાના શિષ્યોને વિવેકરૂપ રામચદ્રની સાથે મોકલ્યા. ત્યાં યોગનિષ્ઠારૂપ વાલ્મીકિનો સમાગમ થયો. રાજયોગરૂપ ચિત્રકૂટસમીપ સિદ્ધિરૂપ મંદાકિનીનદી વહે છે. ચિત્રકૂટપર સ્થિતિ હતી ત્યારે ભક્તિરૂપ ભરત વિવેકરૂપ રામચંદ્રને જીવરૂપ દશરથનું અભિમાનરહિતતારૂપ મરણ થવાથી પુનઃ પાછા અયોધ્યામાં આવવા નિમંત્રણ કરવા આવ્યા, પણ એ નિમત્રણનો વિવેકરૂપ રામચંદ્રજીએ સ્વીકાર કર્યો નહિ પછી વિવેકરૂપ રામચંદ્રજીના પ્રતિનિધિરૂપે સત્ક્રિયારૂપ તેમની પાદુકાને લઇને તે ઉપાસ્યમા મનોવૃત્તિ રાખવારૂપ નંદિગ્રામમાં નિવાસ કરીને રહ્યા. યોગરૂપ ચિત્રકૂટપર વિવેકરૂપ રામચંદ્રજીનો નિવાસ હતો ત્યારે એક વેલા સ્થિરમતિરૂપ સીતાને વિષયસ્મરણરૂપ જયતે પીડા કરી, તેથી વિવેકરૂપ રામચદ્રે તત્ત્વવિચારરૂપ બ્રહ્માસ્ત્રવડે તે જયંતના અભિમાનની નિવૃત્તિ કરી.

રાજયોગરૂપ ચિત્રકૂટથી આગળ ચાલતાં આત્મનિષ્ઠારૂપ અત્રિમુનિનો સમાગમ થયો. ચિન્માત્રભાવનારૂપ તેમના અનસૂયાનામનાં પત્નીએ સ્થિરમતિરૂપ સીતાજીને તેમના કર્તવ્યસંબંધી શુભ ઉપદેશ કર્યો. માર્ગમાં વ્યાધિરૂપ વિરાધરાક્ષસનો એકતત્ત્વના અભ્યાસરૂપ બાણવડે નાશ કર્યો. આગળ ચાલતા શોકાભાવરૂપ શરભંગમુનિનું મળવું થયું. પશ્ચાત્ સૂક્ષ્મબુદ્ધિરૂપ સુતીક્ષ્ણમુનિને મળ્યા. ત્યાંથી આગળ ચાલતાં બ્રહ્મનિષ્ઠારૂપ અગસ્ત્યમુનિ મળ્યા. પછી સામાન્ય શમ, દમ, તિતિક્ષા, ઉપરામ ને સમાધાન એ પાંચ સાધનરૂપ પંચવટીમાં નિવાસ કર્યો. ત્યાં સ્થિરમતિનો વિરોધ કરનારી વિપરીતભાવનારૂપ શૂર્પણખા આવી, અને તેણે વિવેકરૂપ રામને તથા વૈરાગ્યરૂપ લક્ષ્મણને પોતાના પતિ થવાનું કહ્યું. તેનો આવો અવિનય જોઇ વિવેકરૂપ રામચંદ્રજીની સૂચનાથી વૈરાગ્યરૂપ લક્ષ્મણને તત્ત્વચિંતનરૂપ ખડ્ગવડે તેના બલ તથા ઉન્માદરૂપ નાકકાનની નિવૃત્તિ કરી, પછી તે શૂર્પણખા અધર્મ તથા દ્રોહરૂપ પોતાના ભાઇ ખરદૂષણની પાસે ગઇ. શૂર્પણખાનાં વચનો સાંભળી તેઓ વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણના સામે યુદ્ધ કરવા આવ્યા. તેમાં પ્રથમ દ્રોહરૂપ દૂષણનો, પછી અમર્ષરૂપ ત્રિશિરસનો, અને અંતે અધર્મરૂપ ખરનો વિવેકરૂપ રામચંદ્રે નાશ કર્યો. આ સમાચાર [1]મોહરૂપ રાવણસમીપ સ્પર્શવિષયરૂપ અકંપન તથા વિપરીતભાવનારૂપ શૂર્પણખાએ કહ્યા, અને તેને વિવેકરૂપ રામચંદ્રના પત્ની સ્થિરમતિરૂપ સીતાનું હરણ કરવા સૂચના કરી. તેથી મોહરૂપ રાવણ કૃપણતારૂપ મારીચપાસે ગયો, અને તેને પોતે કરવા ધારેલ

---

૧ મોહ—અસ્મિતા—બુદ્ધિ અને આત્માના એકપણાનું જ્ઞાન. તે મોહરૂપ રાવણને દશ ઇંદ્રિયોરૂપ દશમુખ છે, અને પ્રત્યેક ઇંદ્રિયને પોતપોતાના વિષયમાં જે રાગદ્વેષ રહેલા છે, તે રૂપ વીશ હાથ છે.

કાર્યમાં સાહાય્ય કરવા કહ્યું. પ્રથમ તો તેણે તે કાર્યમા સાહાય્ય કરવાની ના પાડી, પણ અ તે મોહરૂપ રાવણના અત્યત આગ્રહથી તેને તે વાત સ્વીકારવી પડી. કરેલા સકેતપ્રમાણે તે કૃપણતારૂપ મારીચ કપટરૂપ સુવર્ણમૃગનું રૂપ ધરી સ્થિરમતિરૂપ સીતાની દૃષ્ટિએ પડ્યો. સ્થિરમતિરૂપ સીતાએ વિવેકરૂપ રામચદ્રજીને તે મૃગનો નાશ કરવાનું કહ્યું. પછી વિવેકરૂપ રામચદ્રજીએ પૂર્વાપરનિરીક્ષણરૂપ બાણથી તે કપટરૂપ સુવર્ણમૃગનો નાશ કર્યો. મરતી વેલા તેણે વૈરાગ્યરૂપ લક્ષ્મણનું તથા સ્થિરમતિરૂપ સીતાનું ઉચ્ચસ્વરથી નામ લીધુ. તેથી વૈરાગ્યરૂપ લક્ષ્મણની વિવેકરૂપ રામની પાસે જવામાટે સ્વસ્થાનરૂપ પર્ણશાલાથી બહાર પ્રવૃત્તિ થઇ. તે કાલે સ્થિરમતિરૂપ સીતાને એકલા જોઇ મોહરૂપ રાવણે તેમનુ હરણ કર્યું, તે પોતાના સ્થાનભણી જતો હતો ત્યા માર્ગમા સામાન્યતપરૂપ જટાયુનું મળવુ થયુ તેણે મોહરૂપ રાવણસાથે યુદ્ધ કર્યું. તેમા સામાન્યતપરૂપ જટાયુ મરણતુલ્ય ઘાયલ થયો. પછી વિવેકરૂપ રામચંદ્ર તથા વૈરાગ્યરૂપ લક્ષ્મણ પોતાના સ્થાનપર આવ્યા, તો ત્યાં સ્થિરમતિરૂપ સીતાને નહિ દેખવાથી અત્યત ઉદાસ થયા, ને તેમને શોધવામાટે ભ્રમણ કરવા લાગ્યા. ભ્રમણ કરતા પૂર્વોક્ત જટાયુનું મળવુ થયું, અને તેણે જણાવ્યું કે "મોહરૂપ રાવણ સ્થિરમતિરૂપ સીતાજીનું હરણ કરી ગયો છે." ત્યાથી આગળ ચાલતા નિષિદ્ધકર્માનુરાગરૂપ કબંધ મળ્યો. તેનો નાશ કરી બને ભાઇઓ અનન્યભક્તિરૂપ શબરીના સ્થાનપર પધાર્યા. તેણે કહ્યુ કે "તમે જ્ઞાનકાડરૂપ સુગ્રીવને મળો, ત્યાથી તમને સ્થિરમતિરૂપ સીતાના વર્તમાન જાણવામાં આવશે." તેઓ આગળ ચાલી મૈત્ર્યાદિભાવનારૂપ પપાસર પહોચ્યા, અને ત્યાંથી ઇદ્રિયોના વેગની નિવૃત્તિરૂપ ઋષ્યમૂકપર્વતભણી જવા નીકળ્યા. જ્ઞાનકાંડરૂપ સુગ્રીવે તેમને દૂરથી જોયા એટલે તેને ભ્રાંતિ થઇ કે તેઓ

કર્મના ચિહ્નરૂપ જટાવલ્કલવાળા છે, અને જ્ઞાનના ચિહ્નરૂપ ધનુષ્બાણ-વાળા છે, માટે તેઓ કર્મકાંડરૂપ વાલિએ મોકલેલા મારા શત્રુ છે, કિંવા મારી સાથે મિત્રતા કરવા ઇચ્છતા અન્ય કોઇ છે? એ સંશયને લીધે તેણે પોતાના મંત્રી તત્ત્વમસિ મહાવાક્યરૂપ હનુમાનને તેમની પાસે તેઓ કોણ છે એમ જાણી લેવા મોકલ્યા. તેણે તેમને જ્ઞાનકાંડરૂપ સુગ્રીવનો પક્ષ સ્વીકારવામાં પ્રીતિવાળા જાણી તેમને જ્ઞાનકાંડરૂપ સુગ્રીવની પાસે આણ્યા. પછી વિવેકરૂપ રામચંદ્રજીસમીપે જ્ઞાનકાંડરૂપ સુગ્રીવે કહ્યું કે "ઉભયપ્રકારની મીમાંસારૂપ કિષ્કિંધામાં હું તથા કર્મ-કાંડરૂપ વાલિ જે મારો ભાઇ થાય છે તે રહેતા હતા. ત્યાં એક વેળા ભ્રાંતિરૂપ રાત્રિમાં કુકર્મરૂપ દુંદુભિનો પુત્ર ચાર્વાકવાદરૂપ માયાવીનામનો રાક્ષસ આવ્યો. તેની સાથે લડવા કર્મકાંડરૂપ વાલિ ગયો. હું પણ તેની પછવાડે ગયો, પણ તેણે મને યુદ્ધમાં ભાગ લેવા દીધો નહિ. તેઓ યુક્તિવાદરૂપ ગુહામાં ગયા, અને હું તટસ્થરીતે રહેવારૂપ ગુહાના દ્વાર-આગળ રહ્યો. કેટલેક કાલે મને એમ પ્રતીતિ થઇ કે કર્મકાંડરૂપ વાલિનો ચાર્વાકવાદરૂપ માયાવીએ પરાજય કર્યો છે, અને કદાચ તે મારો પણ પરાજય કરશે, એમ ધારી તે યુક્તિવાદરૂપ ગુહાના દ્વારપર અસ્થિરતારૂપ શિલા દઇ હું પૂર્વોક્ત કિષ્કિંધામાં પાછો આવ્યો. ત્યાં સામાન્ય વેદ-મંત્રોરૂપ પ્રજાએ અને મુખ્યવેદમંત્રોરૂપ મંત્રીઓએ મને પોતાના રાજારૂપે સ્વીકાર્યો. થોડા સમયપછી કર્મકાંડરૂપ વાલિ ચાર્વાકવાદરૂપ માયાવીનો નાશ કરી ત્યાં આવ્યો, અને તેણે મને પોતાના શત્રુરૂપ ગણી બહુ દુ:ખ દીધું તેથી હું અહિં આવીને રહ્યો છું. ઉત્તરમીમાંસારૂપ મતંગઋષિના તીક્ષ્ણઅવલોકનરૂપ શાપના ભયથી તે અહિં આવી શકતો નથી. મારામાં પ્રીતિ રાખનારી મારી રુમાનામની સ્ત્રીને પણ તેણે બલાત્કારે ગ્રહણ કરી છે. આ કુકર્મરૂપ દુંદુભિના અવશેષભાગરૂપ

અસ્થિઓને દૂર ફેંકી દે તથા સપ્તલોકરૂપ સપ્તવૃક્ષોનો બાધરૂપ નાશ કરે તે કર્મકાંડરૂપ વાલિને મારી શકે, અન્ય ન મારી શકે, કેમકે તે અતિ બલવાન્ છે." એમ જ્ઞાનકાંડરૂપ સુગ્રીવે વિવેકરૂપ રામચંદ્રજીપાસે નિરૂપણ કર્યું એટલે વિવેકરૂપ રામે તે દુદભિનાં પૂર્વોક્ત અસ્થિઓ સહજ યત્નથી ઘણે દૂર ફેંકી દીધા, અને સપ્તલોકરૂપ સપ્તવૃક્ષોનો "બ્રહ્મમાં ભેદ સંભવતો નથી" એ રૂપ બાણવડે બાધરૂપ નાશ કર્યો. તેથી જ્ઞાનકાંડરૂપ સુગ્રીવને વિશ્વાસ આવ્યો કે તેઓ કર્મકાંડરૂપ વાલિનો અવશ્ય પરાભવ કરશે. પછી તે સુગ્રીવ પૂર્વોક્ત વાલિસાથે શાસ્ત્રાર્થ-રૂપ યુદ્ધ કરવા ગયો. તેમા પ્રથમ તેનો પરાજય થયો. પછી વિવેકરૂપ રામચંદ્રજીએ "કર્મવડે મોક્ષ સભવતો નથી" એ રૂપ બાણવડે કર્મકાંડ-રૂપ વાલિનો મોક્ષમાં નિષ્પ્રયોજનપણું સિદ્ધ કરવારૂપ નાશ કર્યો. પશ્ચાત્ ઉભયપ્રકારની મીમાસારૂપ કિષ્કિંધાના આધિપત્યરૂપ રાજ્ય જ્ઞાનકાંડરૂપ સુગ્રીવને આપ્યુ, અને ચિત્તશુદ્ધિરૂપ અગદને તેના મુખ્ય સહાય્યરૂપ યુવરાજપદ આપ્યુ. કર્મકાંડનુ અનુસરણ કરનારી પ્રજ્ઞારૂપ તારા જ્ઞાનકાંડરૂપ સુગ્રીવની પત્ની થઇ. તે વિવેકરૂપ રામચદ્રે તથા વૈરાગ્યરૂપ લક્ષ્મણે સત્ત્વગુણરૂપ પ્રવર્ષણગિરિપર કેટલોક કાલ સ્થિતિ કરી. પશ્ચાત્ વેદમત્રોરૂપ વાનરોને સ્થિરમતિરૂપ સીતાની શોધમાટે મોકલ્યા. તેમાં ચિત્તશુદ્ધિરૂપ અંગદ તથા તત્ત્વમસિ ( તે બ્રહ્મ તુ છે) મહાવાકયરૂપ હનુમાન્ ભ્રમણ કરતા કરતા ભેદભાવનાવાળી ભક્તિરૂપ સ્વયપ્રભાને મળ્યા, ને તેના સાહાય્યથી શબ્દની શક્તિવૃત્તિરૂપ સમુદ્રને કિનારે પહોચ્યા. ત્યાં વિચારરૂપ સપાતિનું મળવુ થયુ. તેણે જણાવ્યુ કે "સ્થિરમતિરૂપ સીતાને મોહરૂપ રાવણ પોતાની સૂક્ષ્મતા-મસભાવરૂપ લંકામાં લઇ ગયો છે." પછી પ્રજ્ઞાનં બ્રહ્મ—પ્રજ્ઞાન બ્રહ્મ છે—એ મહાવાકયરૂપ જાંબવાનના પ્રોત્સાહનથી તત્ત્વમસિ મહાવાકયરૂપ

હનુમાન્ શક્તિવૃત્તિરૂપ સમુદ્રને ભાગત્યાગલક્ષણાવૃત્તિરૂપ ઊડવાવડે ટપીને સામે પાર ગયા માર્ગમાં તે દેવદત્ત આ છે ઇત્યાદિ લૌકિકભાગ-ત્યાગલક્ષણાના ઉદાહરણરૂપ મદરાચલનો કિંચિત્ આશ્રય લઇ જહત્-લક્ષણારૂપ સુરસાનો પરાભવ કરી અજહત્‌લક્ષણારૂપ સિંહિકાનો મ-હાવાકયાર્થનિરૂપણમા પ્રયોજનાભાવરૂપ નાશ કર્યો, ને સાત્ત્વિકભાવરૂપ સુવેલાચલપર સ્થિત થઇ પૂર્વોકત લકાનું અવલોકન કર્યું. પછી તે લકામાં સૂક્ષ્મરૂપે પ્રવેશ કરતા તે નગરનુ રક્ષણ કરનારી સ્થૂલતામ-સભાવરૂપ લંકારાક્ષસી મળી તેનો નિવૃત્તિરૂપ નાશ કરી પછી ઘણે યત્ને અત્યંતશોકરૂપ અશોકવનિકામા સ્થિરમતિરૂપ સીતાને અસૂયાદિરૂપ એકાક્ષિ આદિ રાક્ષસિઓની મધ્યે કૃશ થઇ ગયેલાં જોયા, અને અનુ-કૂલતાએ તેમને વિવેકરૂપ રામચદ્રજીના સમાચાર નિવેદન કર્યા. પછી તે વનના ઘણા વૃક્ષોનો નાશ કરી તામસદ્રવ્યરૂપ રાક્ષસોના કુલદેવ-તાના પ્રાસાદના કેટલાક ભાગનો નાશ કર્યો પારુષ્યરૂપ જંબુમાલી તથા મત્સરરૂપ અક્ષકુમાર તત્ત્વમસિ મહાવાકયરૂપ હનુમાનનો નાશ કરવા આવ્યા તેમનો તે હનુમાને નાશ કર્યો. પછી રાગરૂપ ઇંદ્રજિતે તે હનુમાનને બાંધી મોહરૂપ રાવણસમીપ આણ્યા ત્યાં તેમના વૃત્તિરૂપ પુચ્છને નિવૃત્ત કરવારૂપ બાળી મૂકવાનો યત્ન થયો, પણ તેમાં તેમ-ના પુચ્છનો દાહ નહિ થતાં સૂક્ષ્મતામસભાવરૂપ લકાનોજ દાહ થયો. એવી રીતે લકાના કેટલાક ભાગનો દાહ કર્યા પછી તે સ્થિરમતિરૂપ સીતાને મળી પૂર્વવત્ તે સમુદ્રનું ઉલ્લઘન કરી વેદમત્રોરૂપ વાનરસૈન્યને મળી જ્ઞાનકાંડરૂપ સુગ્રીવદ્વારા વિવેકરૂપ રામચદ્રજીને મળ્યા, પછી તેઓ સર્વ પૂર્વોક્ત સમુદ્રને કાઠે આવ્યા

તત્ત્વમસિ મહાવાકયરૂપ હનુમાનના ગયા પછી મોહરૂપ રાવણે દુષ્ટવૃત્તિઓરૂપ અસુરોપ્રતિ બહુજ સાવધાનતાથી વર્તવાનો ઉપદેશ

કર્યો. તે દુષ્ટવૃત્તિઓરૂપ અસુરોએ મોહરૂપ રાવણનું આશ્વાસન કર્યું, તથા તેની સમીપ પોતપોતાના બલનું કથન કર્યું. સદ્‌ભાવરૂપ વિભીષણે તે અસુરોપ્રતિ તથા રાવણપ્રતિ "કલહના કારણરૂપ સ્થિરમતિરૂપ સીતાનો પરિત્યાગ કરવો ઉચિત છે, કેમકે તેમના આગમનકાલથી આપણી આ લંકામા અશુભ નિમિત્તો દેખાવા લાગ્યાં છે" ઇત્યાદિ વિજ્ઞપ્તિ કરી, પણ કોઇએ તેના વચનનો સ્વીકાર કર્યો નહિ. પછી મોહરૂપ રાવણે અસત્યરૂપ પોતાના પ્રહસ્તસેનાપતિને પોતાના નગરની રક્ષામાટે યોગ્ય યોદ્ધાઓ રાખવાનુ તથા યુદ્ધમા પોતાનો જય થાય એમ વ્યવસ્થા કરવાનું કહ્યુ. હિંસારૂપ મહાપાર્શ્વે રાવણને પ્રોત્સાહન કર્યું, અને મોહરૂપ રાવણે તે મહાપાર્શ્વ આગળ પોતાના પરાક્રમનુ વર્ણન કર્યું. મોહરૂપ રાવણના તથા પ્રમાદરૂપ કુંભકર્ણના વચનો સાભળી સદ્‌ભાવરૂપ વિભીષણે તે રાવણપ્રતિ "જ્યાંસુધી વેદમંત્રોરૂપ વાનરોએ આવીને લકાનો નાશ કર્યો નથી ત્યાસુધી સીતાને પાછી આપશો તો તેમાં તમારુ સૌનું હિત છે, વિવેકરૂપ રામચંદ્રની સંમુખ યુદ્ધમા ઊભા રહેવા તમારામાંનો કોઇ સમર્થ નથી," એમ નિવેદન કર્યું. સદ્‌ભાવરૂપ વિભીષણનાં એવાં વચનો સાભળી રાગરૂપ ઇંદ્રજિતે પોતાના પરાક્રમનું વર્ણન કર્યું. તેના મિથ્યાભિમાનના વચનો સાંભળી વિભીષણે તેનો તિરસ્કાર કર્યો, અને કહ્યુ કે "તમારામાથી કોઇ પણ વિવેકરૂપ રામચદ્રસાથે યુદ્ધમાં ટકી શકે એમ નથી, માટે સ્થિરમતિરૂપ સીતા વિવેકરૂપ રામચંદ્રને પાછા અર્પણ કરવા એજ યોગ્ય છે." વિભીષણનાં એવા વચનો સાંભળી મોહરૂપ રાવણે સદ્‌ભાવરૂપ વિભીષણનો ધિક્કાર કર્યો. ધર્મવિરુદ્ધ ચાલનાર મોહરૂપ રાવણનાં અપમાનયુક્ત વચનો સાંભળી સદ્‌ભાવરૂપ વિભીષણે તેનો ત્યાગ કર્યો, અને તે વિવેકરૂપ રામચંદ્રને શરણે જવા નીકળ્યો. તેને આવતો જોઇને જ્ઞાનકાંડરૂપ સુગ્રીવે તત્ત્વ-

મસિઆદિ વેદમંત્રોરૂપ હનુમાનાદિ વાનરોને કહ્યું કે "આ કોઇ આપણને હણવા આવતો હોય એમ જણાય છે." તે વચન સાંભળી વેદમંત્રોરૂપ વાનરો તેનો નાશ કરવા તત્પર થયા. ત્યાં વિભીષણનું વિવેકરૂપ રામચદ્રજીની સમીપમાં આવવુ થયુ, અને તેણે ત્યાં આવી મોહરૂપ રાવણની નિંદા કરી, ને "હુ તમારે શરણે આવ્યો છું" એમ વિવેકરૂપ રામચદ્રપ્રતિ કહ્યુ. "મોહરૂપ રાવણનો ભાઇ હોવાથી આ સર્વ પ્રકારે અવિશ્વાસ્ય છે" એમ જ્ઞાનકાંડરૂપ સુગ્રીવે સૂચના કરી "કર્મકાંડરૂપ વાલિના વધથી આપના બલને જાણી સદ્ભાવરૂપ વિભીષણ રાજ્યને ઇચ્છતો છતો આપની સમીપ આવ્યો છે," એમ તત્ત્વમસિ મહાવાકયરૂપ હનુમાને કહ્યું. "મિત્રભાવવડે પ્રાપ્ત થયેલાનો ત્યાગ અયુકત છે," એમ વિવેકરૂપ રામચંદ્રે જણાવ્યું. પછી શરણે આવેલા તે વિભીષણને વિવેકરૂપ રામચદ્રે અભયદાન આપ્યુ, અને વિભીષણે દુષ્ટ વૃત્તિઓરૂપ રાક્ષસોના વધમા વિવેકરૂપ રામચદ્રજીને સાહાય્ય કરવાની પ્રતિજ્ઞા કરી. પછી વિવેકરૂપ રામચંદ્રજીએ શકિતવૃત્તિરૂપ સાગર કેવી રીતે ઉલ્લઘન કરવો એ વિષયની ચર્ચા કરી, ત્યારે વિભીષણે કહ્યું કે "લક્ષણાવૃત્તિરૂપ સેતુવિના શકિતવૃત્તિરૂપ સમુદ્રનુ ઉલ્લઘન થવુ અશકય છે." પશ્ચાત્ શકિતવૃત્તિરૂપ સાગરે વિજ્ઞપ્તિ કરી કે "આપની પ્રીતિનું પાત્ર જે સાહિત્યજ્ઞાનરૂપ નલ છે તે આપના નામસ્મરણપૂર્વક ભલે મારાપર લક્ષણારૂપ સેતુ બાંધે." સાહિત્યજ્ઞાનરૂપ નલે પણ તેમ કરવાને વિવેકરૂપ રામચંદ્રસમીપ આગ્રહપૂર્વક વિનતિ કરી વિવેકરૂપ રામે તે વાતનો સ્વીકાર કરી સર્વ વેદમંત્રોરૂપ વાનરોને લક્ષણાવૃત્તિરૂપ સેતુ બાંધવામાં સાહાય્ય કરવાની આજ્ઞા કરી. તેમણે તે પ્રમાણે લક્ષણાવૃત્તિરૂપ સેતુ બાંધ્યો, ને તે સેતુના આશ્રયથી તે સાગરના પરતીરપર સૌ ગયા. આ વર્તમાન રાવણને જ્ઞાત થયા એટલે તેણે મદરૂપ શુક તથા માનરૂપ સા-

રણને વેદમંત્રોરુપ વાનરના સૈન્યમા મોકલ્યા. વિવેકરૂપ રામચંદ્રજીએ તેમના દ્વારા મોહરૂપ રાવણને આ પ્રમાણે સમાચાર કહેવરાવ્યા.-"જે બલનો આશ્રય કરીને તેં મારી સ્થિરમતિરૂપ સીતાનુ હરણ કર્યુ છે તે બલને હવે સૈન્યસહિત તારી ઇચ્છાનુસાર દેખાડ." તેમણે આવીને મોહરૂપ રાવણને તે સમાચાર નિવેદન કર્યા. તેમને મુખેથી વેદમંત્રોરૂપ વાનરસૈન્યનું અસંખ્યપણુ જાણી મોહરૂપ રાવણને બહુ ઉદ્વેગ થયો. તેણે સ્થિરમતિરૂપ સીતાને માયાવડે મોહ પમાડવાનો યત્ન કર્યો, પણ સ્થિરમતિરૂપ સીતાને સરલતારૂપ સરમાનું સાહાય્ય હોવાથી તેમા તે ફાવ્યો નહિ. વિવેકરૂપ રામચદ્રજીએ સાત્વિકભાવરૂપ સુવેલગિરિપર પોતાના સૈન્યસહિત સ્થિતિ કરી. જ્ઞાનકાંડરૂપ સુગ્રીવની આજ્ઞાથી વેદમત્રોરૂપ વાનરો સૂક્ષ્મતામસભાવરૂપ લકાનો નાશ કરવા પ્રવૃત્ત થયા. તેમણે સામાન્ય આસુરીવૃત્તિઓરૂપ અસુરોને ત્રાસ પમાડવા માંડયો, અને જ્ઞાનકાંડરૂપ સુગ્રીવે મોહરૂપ રાવણને ત્રાસ પમાડયો. પછી સદ્‌ભાવરૂપ વિભીષણની અનુમતિથી રાજધર્મને અનુસરીને મોહ-રૂપ રાવણને ચિત્તશુદ્ધિરૂપ અગદદ્વારા વિવેકરૂપ રામચદ્રે બને પક્ષનુ હિત થાય એમ સમાધાન કરવા સદેશો મોકલ્યો. મોહરૂપ રાવણના મંદિરમાં અગદનું બધન થતા સામાન્ય આસુરીવૃત્તિઓરૂપ રાક્ષસો-સહિત તે ઊડયો. તેથી તે રાક્ષસોનું પતન થયું, ને પોતે વિવેકરૂપ રામચંદ્રજીની સમીપ આવી પહોચ્યો. પશ્ચાત્ દ્વેષ કરનાર આસુરીવૃ-ત્તિઓરૂપ રાક્ષસોના વધમાટે વિવેકરૂપ રામચંદ્રે વેદમંત્રોરૂપ વાનરોને આજ્ઞા આપી. વેદમંત્રોરૂપ વાનરોનો અને સામાન્ય આસુરીવૃત્તિઓરૂપ રાક્ષસોનો ઘોર સગ્રામ થયો. સંગ્રામમાં રાગરૂપ ઇંદ્રજિતે વિવેકરૂપ રામચંદ્રજીને તથા વૈરાગ્યરૂપ લક્ષ્મણને પોતાના અસાધારણ સામર્થ્યથી મૂર્છિત કર્યા, તેથી વેદમંત્રોરૂપ વાનરોને શોક થયો. આમ થવાથી

રાગરૂપ ઇંદ્રજિતને બહુ ગર્વ થયો. વિવેકરૂપ રામચંદ્રજીને મૂર્ચ્છિત થયાનું જાણી મોહરૂપ રાવણને પણ પરમ હર્ષ થયો. તે કાલે જ્ઞાનકાંડરૂપ સુગ્રીવે ' વાંતરવાક્યરૂપ સુષેણને કહ્યું કે "તમે વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણને ગ્રહણ કરીને ઉભયપ્રકારની મીમાંસારૂપ કિષ્કિંધામાં જાઓ, હું મોહરૂપ રાવણને હણીને તથા સ્થિરમતિરૂપ સીતાને ગ્રહણ કરીને આવીશ." સુગ્રીવનાં પૂર્વોક્ત વચનો સાભળી તે સુષેણે વેદમંત્રોરૂપ વાનરોને તથા તત્ત્વમસિ મહાવાક્યરૂપ હનુમાનને કહ્યું કે "તમે શુભસાધનરૂપ દિવ્યઔષધિ લેવા જાઓ, તે દિવ્યઔષધિથી વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણની મૂર્ચ્છા નિવૃત્ત થશે.' તે સમયમાં તત્ત્વબોધરૂપ ગરુડનું ત્યાં આગમન થયુ, તેથી વિષયરૂપ સર્પો જે બાણોરૂપે પ્રવેશ કરી ગયા હતા તેમની નિવૃત્તિ થતા વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણની પૂર્વવત્ સ્થિતિ થઇ. તેથી વેદમંત્રોરૂપ વાનરો હર્ષવડે નાદ કરવા લાગ્યા. તે વાનરોના હર્ષયુક્ત નાદો સાભળીને મોહરૂપ રાવણને વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણ પૂર્વસ્થિતિને પ્રાપ્ત થયા હશે એમ સંશય થયો. તેથી ત્યાની સ્થિતિ જાણી લઇ પછી રૂપવિષયરૂપ ધૂમ્રાક્ષરાક્ષસને વેદમંત્રોરૂપ વાનરોસાથે યુદ્ધ કરવાને સજ્જ થવાની આજ્ઞા આપી. સામાન્ય આસુરીવૃત્તિઓરૂપ રાક્ષસોને સાથે લઇને તે ધૂમ્રાક્ષ તે વાનરોસાથે યુદ્ધ કરવા નીકળ્યો. વેદમંત્રોરૂપ વાનરોસાથે ઘોરસંગ્રામ થતાં તત્ત્વમસિ મહાવાક્યરૂપ હનુમાને તે ધૂમ્રાક્ષનો સત્યવસ્તુની સમીપ તેની અત્યંતતુચ્છતા છે એમ સિદ્ધ કરવારૂપ ગિરિશૃંગવડે નાશ કર્યો. ધૂમ્રાક્ષનું મૃત્યુ થયાનું જાણી અત્યત ક્રોધ પામેલા મોહરૂપ રાવણે રસવિષયરૂપ વજ્રદંષ્ટ્રરાક્ષસને યુદ્ધ કરવા મોકલ્યો. તેનું પણ વેદમંત્રોરૂપ વાનરોસાથે મહા યુદ્ધ થયું. તેમા ચિત્તશુદ્ધિરૂપ અંગદે તેનો "રસ તો એક બ્રહ્મજ છે" તે વચનરૂપ ખડ્ગવડે તેની અસારતા

જણાવવારૂપ નાશ કર્યો. પછી ક્રોધયુક્ત થયેલા રાવણે અસત્યરૂપ બલવાન્ પ્રહસ્તને યુદ્ધ કરવા મોકલ્યો. વેદમંત્રોરૂપ વાનરોસાથે તેનું યુદ્ધ થતાં તે વાનરોએ તેનો સહજમા પરાજય કર્યો. પછી સ્પર્શવિષયરૂપ અકંપનસાથે વેદમંત્રોરૂપ વાનરોનું યુદ્ધ થયુ, તેમાં તે અકંપનનો નાશ થયો. પૂર્વે કહેલા પ્રહસ્તસાથે વાનરોનું પુનઃ યુદ્ધ થતાં "સત્યમેવ જયતે" એ મંત્રરૂપ નીલને હાથે તે માર્યો ગયો. અસત્યરૂપ પ્રહસ્તનું મરણ સાંભળી મોહરૂપ રાવણ પોતે યુદ્ધ કરવા નીકળ્યો. તે રાવણ-સાથે જ્ઞાનકાંડરૂપ સુગ્રીવનુ યુદ્ધ થયું, તેમાં સુગ્રીવનો પરાજય થયો. પછી તત્ત્વમસિ મહાવાક્યરૂપ હનુમાન્સાથે યુદ્ધ થયુ, તેમાં મોહરૂપ રાવણનો પરાજય થયો. પશ્ચાત્ વૈરાગ્યરૂપ લક્ષ્મણસાથે તે રાવણનો સંગ્રામ થયો, તેમાં પણ તે રાવણનોજ પરાજય થયો. ત્યારપછી વિવે-કરૂપ રામચંદ્રજીસાથે તે રાવણનું યુદ્ધ થયું, તેમાં પણ તે રાવણનીજ હાર થઇ. ત્રાસ પામેલા તે રાવણે પછી પ્રમાદરૂપ કુંભકર્ણને જગા ડવાની સામાન્ય આસુરીવૃત્તિઓરૂપ અસુરોને આજ્ઞા કરી. મહાનિદ્રા-માથી જાગ્યા પછી પ્રમાદરૂપ કુભકર્ણ પૂર્વોક્ત વાનરોસાથે યુદ્ધ કરવા ગયો. તેનુ દર્શન થતાં વેદમંત્રોરૂપ વાનરો નાસવા લાગ્યા તે વાનરોને ચિત્તશુદ્ધિરૂપ અંગદે ઊભા રાખ્યા. તે કુંભકર્ણનું અને વાનરોનું યુદ્ધ થયું, તેમાં તેઓ અનુક્રમે પડવા લાગ્યા, તથા પુનઃ ઊભા થઇ લડવા લાગ્યા. વાનરોએ તેને કર્ણ તથા નાસિકારહિત કર્યો. પછી વિવેકરૂપ રામચંદ્રજીસાથે યુદ્ધ થતાં તેમણે પ્રમાદરૂપ કુંભકર્ણનો નાશ કર્યો. પશ્ચાત્ લોભરૂપ મહોદર તથા મોહરૂપ રાવણના દંભરૂપ નરાંતક, દ્વેષરૂપ દેવાંતક, ને અભિનિવેશરૂપ ત્રિશિરસ્ એ ત્રણ પુત્રો યુદ્ધમાં પ્રવૃત્ત થયા. તેમાં ચિત્તશુદ્ધિરૂપ અંગદે દંભરૂપ નરાંતકનો, સત્યરૂપ નીલે લોભરૂપ મહોદરનો, અને તત્ત્વમસિ મહાવાક્યરૂપ હનુમાને દ્વેષરૂપ દેવાંતકનો

તથા અભિનિવેશરૂપ ત્રિશિરસનો નાશ કર્યો. પછી મોહરૂપ રાવણનો પુત્ર દર્પરૂપ અતિકાય યુદ્ધમાં પ્રવૃત્ત થયો, તેનો વૈરાગ્યરૂપ લક્ષ્મણે નાશ કર્યો. ત્યારપછી રાગરૂપ ઇંદ્રજિત્ યુદ્ધ કરવા નીકળ્યો, તેનો વેદ-મંત્રોરૂપ વાનરોસાથે ઘોર સંગ્રામ થયો. તે ઇંદ્રજિતે વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણને તથા વેદમંત્રોરૂપ ઘણા વાનરોને મૂર્ચ્છિત કરી નાંખ્યા. ત્યારે પ્રજ્ઞાનં બ્રહ્મ મહાવાક્યરૂપ જાંબવાને તત્ત્વમસિ મહાવાક્યરૂપ હનુમાનને કહ્યું કે "તમે ઉપરતિરૂપ વિશલ્યકરણી, શાંતિરૂપ સંજીવની, દાંતિરૂપ સંધાનકરણી, ને તિતિક્ષારૂપ સવર્ણકરણી ઔષધિ લેવા જાઓ." પૂર્વોક્ત હનુમાને તે ઔષધિ આણી. તે મહાઔષધિના ગંધથી વિવેકવૈરાગ્યરૂપ રામલક્ષ્મણ શલ્યરહિત થયા, અને જે વાનરો નાશ પામ્યા હતા તેઓ જીવતા થયા, જેઓ શલ્યયુક્ત હતા તે શલ્યરહિત થયા, જેઓના અવયવો છિન્ન થયા હતા તેઓના અવયવો સંધાઇ ગયા, અને જેઓનાં શરીર વિવર્ણ થઇ ગયાં હતાં તેઓનાં શરીર પૂર્વે જેવા વર્ણવાળાં હતાં તેવા વર્ણવાળાં થઇ ગયાં. પછી પ્રમાદરૂપ કુંભકર્ણનો આલસ્યરૂપ કુંભનામનો પુત્ર જ્ઞાનકાંડરૂપ સુગ્રીવવડે, અને દીર્ઘસૂત્રતારૂપ નિકુંભનામનો પુત્ર તત્ત્વમસિ મહાવાક્યરૂપ હનુમાનવડે હણાયા. અધર્મરૂપ ખરનો અવિશ્વાસરૂપ મકરાક્ષનામનો પુત્ર જેને મોહરૂપ રાવણે વિવેકરૂપ રામચંદ્રના વધમાટે મોકલ્યો હતો તે વિવેકરૂપ રામચંદ્રવડે મૃત્યુ પામ્યો. રાગરૂપ ઇંદ્રજિતનો વૈરાગ્યરૂપ લક્ષ્મણે તેની માયાને વશ નહિ થતાં નાશ કર્યો, અને તે કર્મવડે વિવેકરૂપ રામચંદ્રજીને સંતોષ આપ્યો. પછી મોહરૂપ રાવણ પોતે દુષ્ટવૃત્તિઓરૂપ અવશેષ રહેલા અસુરોને સાથે લઇને યુદ્ધમાં પ્રવૃત્ત થયો. તે યુદ્ધમાં ક્રૂરતારૂપ વિરૂપાક્ષનું પતન થયું, અને હિંસારૂપ મહાપાર્શ્વ ચિત્તશુદ્ધિ-રૂપ અંગદને હાથે હણાયો. મોહરૂપ રાવણનું વિવેકવૈરાગ્યરૂપ રામ-

લક્ષ્મણુસાથે યુદ્ધ થયુ, તેમાં મોહરૂપ રાવણે વૈરાગ્યરૂપ લક્ષ્મણુને મૂચ્છિત કર્યા, પણુ ઉપરતિરૂપ વિશલ્યકરણીવડે તે પાછા સંજ્ઞા પામ્યા. પછી વિવેકરૂપ રામચંદ્રજીનુ ને મોહરૂપ રાવણુનું ઘોર યુદ્ધ થયું. તે કાલે બ્રહ્મનિષ્ઠારૂપ અગસ્ત્યે મોહરૂપ રાવણના નાશમાટે આદિતત્ત્વરૂપ આદિત્યની ઉપાસના કરવાનું કહ્યું. ઉપાસના કર્યા પછી વસ્તુવિચારરૂપ પૈતામહાસ્ત્રથી વિવેકરૂપ રામચંદ્રજીએ મોહરૂપ રાવણુનો નાશ કર્યો. પોતાના પતિનું મૃત્યુ થવાથી ભ્રાંતિરૂપ મંદોદરીએ અને દુષ્ટવૃત્તિઓરૂપ મોહરૂપ રાવણુની અન્ય સ્ત્રીઓએ બહુ શોક કર્યો પશ્ચાત્ સદ્ભાવરૂપ વિભીષણુનો તે લંકાના રાજ્યપર રીતિપ્રમાણે અભિષેક કર્યો, અને સ્થિરમતિરૂપ સીતાજીને વિવેકરૂપ રામચંદ્રજીએ પોતાની પાસે તેડાવી મંગાવ્યાં. પશ્ચાત્ સ્થિરમતિરૂપ સીતાજી, વૈરાગ્યરૂપ લક્ષ્મણુ, સદ્ભાવરૂપ વિભીષણુ, જ્ઞાનકાંડરૂપ સુગ્રીવ, તત્ત્વમસિ મહાવાક્યરૂપ હનુમાન્, તથા ચિત્તશુદ્ધિરૂપ અંગદ આદિને સાથે લઈ વિવેકરૂપ રામચંદ્રજી જ્ઞાનરૂપ પુષ્પકવિમાનમાં બેસી ચિદાકાશરૂપ ગગનમાં વિહાર કરતા છતા સ્વસ્થાનરૂપ અયોધ્યામાં આવી પહોંચ્યા. ઇતિ.

---

॥ ॐ ॥

# ॥ उपासनाविचार ॥

જન્મજન્માંતરના પાપસંસ્કારો મલદોષ કહેવાય છે. તે પાપસંસ્કારોવડે ચિત્તમાંથી નાનાપ્રકારની પાપમય વાસનાઓ ઉપજે છે, ચિત્તની પાપાચરણુમાં રુચિ રહે છે, તથા સત્કર્મમાં, સત્શાસ્ત્રના શ્રવણુમાં, ને સ-

ત્સમાગમમા રુચિ ઉપજતી નથી. એ મલદોષ અત્યતબલવાન્ હોય તો પ્રાયશઃ તેવા મનુષ્યની નિષિદ્ધકર્મમાં રુચિ તથા પ્રવૃત્તિ થાય છે, સકામ વિહિતકર્મમાં પણ તેવાં મનુષ્યોની રુચિ તથા પ્રવૃત્તિ થવી કઠિન પડે છે, તો પછી વિહિત નિષ્કામકર્મમા રુચિ ઉપજવી તથા પ્રવૃત્તિ થવી તેવાને અશક્ય હોય એ વિનાકહેજ સમજાય એવું છે. મલદોષ બહુ બલવાન્ ન હોય તો સકામ વિહિતકર્મ કરતાં કરતાં કાલે કરીને સકામકર્મમાં દોષની પ્રતીતિ થતાં વિહિત નિષ્કામકર્મમાં રુચિ ઉપજી તેમા તેની પ્રવૃત્તિ થાય છે. વિહિત નિષ્કામકર્મમાં રુચિ ઉપજી જો તેમાં મનુષ્યની યથાયોગ્ય પ્રવૃત્તિ થાય તો તેવી પ્રવૃત્તિથી ક્રમાત્ તે પાપસસ્કારરૂપ મલદોષ તેના ચિત્તમાંથી નિવૃત્ત થઇ જાય છે. વિહિતકર્મના ફલરૂપે ઉત્પન્ન થનારા આ લોકના તથા પરલોકના ભોગોની ઇચ્છાનો ત્યાગ કરી સતશાસ્ત્રે વિધાન કરેલાં કર્મો ચિત્તશુદ્ધિની ઇચ્છા રાખીને વા ઇશ્વરાર્પણબુદ્ધિથી પ્રધાનપણે શરીર તથા ઇંદ્રિયોને પ્રવૃત્ત કરી કરવાં તે નિષ્કામ વિહિતકર્મ કહેવાય છે. નિષ્કામબુદ્ધિથી વર્ણાશ્રમના ધર્મોનું પરિપાલન અર્થાત્ ફલેચ્છાના ત્યાગપૂર્વક કર્તવ્ય જાણીને કરવામાં આવતા સંધ્યાવંદનાદિ નિત્યકર્મ, યજ્ઞદ્વારા પરમેશ્વરનુ યજન, અતિથિસત્કાર, તપ, સ્વદારસંતોષ, સત્યભાષણ, પરોપકાર, દયા, ને પવિત્રતા આદિ સદાચરણોનું અનુષ્ઠાન નિષ્કામ વિહિતકર્મમા ગણવાયોગ્ય છે. તે કર્મોનું ચિરકાલ યથાવિધિ અનુષ્ઠાન કરવામાં આવે તો ચિત્તમાંનો મલદોષ દૂર થઇ જાય છે, અને અંતઃકરણ સ્વચ્છ થાય છે, તેથી તેને ભવિષ્યમા કરવાયોગ્ય કર્તવ્યનું ભાન થવા લાગે છે, તથા તે કર્તવ્યમાં જે ઉપયોગી સામગ્રીની અપેક્ષા હોય તે પણ તેને આવી મળે છે. એવી રીતે અંતઃકરણની શુદ્ધિમાટે વિહિત નિષ્કામકર્મની આવશ્યકતા છે. વિહિત નિષ્કામકર્મવડે જેણે પોતાના અતઃક-

રણની શુદ્ધિ કરી છે, પણ જેના ચિત્તનું ચાંચલ્ય દૂર થયું નથી, એવા મનુષ્યે તે ચિત્તચાંચલ્યની નિવૃત્તિનો ઉપાય આપ્તપુરુષદ્વારા જાણી તેનું અનુષ્ઠાન કરવું જોઇએ.

ચિત્તમાં વૃદ્ધિ પામેલા રાજસદ્રવ્યથી ઉત્પન્ન થતી ચંચલતા તે અંત:કરણનો વિક્ષેપદોષ કહેવાય છે વિક્ષેપદોષને લીધે ચિત્ત ક્ષણે ક્ષણે વિષયોપ્રતિ દોડ્યા કરે છે. એ વિક્ષેપદોષના સદ્ભાવથીજ સત્શાસ્ત્રનું અધ્યયન તથા શ્રવણ કરતાં છતા પણ તેનું અંત:કરણમાં યથાયોગ્ય ગ્રહણધારણ થઇ શકતું નથી. ધ્યેય અથવા જ્ઞેય ઇષ્ટની ઉપાસનારૂપ ઉપાયવડે તે વિક્ષેપદોષની નિવૃત્તિ થાય છે ધ્યેય અથવા જ્ઞેયના આપ્તપુરુષદ્વારા શ્રવણ કરેલા સ્વરૂપને આકારે અન્યવૃત્તિઓના તિરસ્કાર પૂર્વક ચિત્તવૃત્તિનો પ્રવાહ નિરંતર ચલાવ્યા કરવો તે ઉપાસના કહેવાય છે. સગુણ તથા નિર્ગુણ એવી બે પ્રકારની મુખ્ય ઉપાસનાઓ છે. ગુણ તથા આકારાદિવાળા ધ્યેયનું ધ્યાન કરવુ તે સગુણોપાસના કહેવાય છે, ને ગુણ તથા આકારાદિથી રહિત ધ્યેયનુ ચિંતન કરવુ તે નિર્ગુણોપાસના કહેવાય છે. વળી પ્રતીકરૂપ અને ધ્યેયાનુસાર એવા બે પ્રકાર પણ ઉપાસનાના ગણાય છે. શાલીગ્રામમા વિષ્ણુબુદ્ધિથી અથવા નર્મદાના બાણમા શિવબુદ્ધિથી જે ઉપાસના કરાય છે તે પ્રતીકોપાસના કહેવાય છે. વાણીમાં તથા મન આદિમા બ્રહ્મબુદ્ધિ રાખી જે ઉપાસના કરવી તે પણ પ્રતીકોપાસના કહેવાય છે. આ પ્રતીકોપાસનામા એક પ્રકારના પદાર્થમાં શાસ્ત્રના તથા આપ્તપુરુષના વચનથી અન્ય પ્રકારનું ધ્યાન કરવામાં આવે છે. ઉપાસ્ય દેવાદિના શાસ્ત્રમાં કહેલા સ્વરૂપનુ ધ્યાન કરવુ તે ધ્યેયાનુસાર ઉપાસના કહેવાય છે. જેમ વિષ્ણુનું ચતુર્ભુજ તથા શઙ્ખચક્રાદિને ધારણ કરનારારૂપે અને શિવનું પંચવક્ત્ર ને ત્રિનેત્રવાળારૂપે ધ્યાન કરવું. શાસ્ત્રમાં કહેલા સ્વરૂપે ઈશ્વરનું ધ્યાન

કરવું, અથવા નિર્ગુણબ્રહ્મની અહંગ્રહરૂપ (ધ્યેયની સાથે પોતાનો અભેદ ધારવારૂપ ) ઉપાસના કરવી તે પણ ધ્યેયાનુસાર ઉપાસના કહેવાય છે. યજ્ઞના અંગોમાં જે અન્યબુદ્ધિ કરવારૂપ અંગાવબદ્ધોપાસના છે તે વર્તમાનમાં અપ્રચલિત છે, માટે તેનું નિરૂપણ અત્ર કરવુ આવશ્યક નથી.

જેઓ વિચારવડે તત્ત્વનો સાક્ષાત્કાર કરવા અસમર્થ છે, તેઓ ઉપાસનાના અધિકારી છે. શ્રીઆત્મગીતામાં પણ એમજ કહ્યું છેઃ–

**" साक्षात्कर्तुमशक्तोऽपि चिन्तयेन्मामशङ्कितः ।**
**कालेनानुभवारूढो भवेदाफलितो ध्रुवम् ॥ "**

**ભાવાર્થ**—જે તત્ત્વનો સાક્ષાત્કાર કરવાને અસમર્થ હોય તે પણ મને (પરમાત્માને) શંકારહિત થઇને ચિંતવે–ઉપાસે. તેમ કરવાથી કાલે કરીને અનુભવમાં આરૂઢ થઇ નિશ્ચય પરિપૂર્ણફલવાળો થાય છે.

એ પરમાત્માનાં મુખ્ય તથા ગૌણ એવા બે સ્વરૂપ શ્રીયોગવાસિષ્ઠમા કહ્યાં છે.--

**" हृद्गुहावासी चित्तत्त्वं मुख्यं सनातनं वपुः ।**
**शङ्खचक्रगदाहस्तो गौण आकार आत्मनः ॥"**

**ભાવાર્થઃ**— હૃદયગુહામાં નિવાસ કરનાર ચૈતન્યતત્ત્વ એજ પરમાત્માનું મુખ્ય ને નિત્યસ્વરૂપ છે, અને શંખ, ચક્ર ને ગદાદિ જેમના હાથમા છે એવુ સાકાર જે પરમાત્માનુ સ્વરૂપ છે, તે ગૌણ એટલે ઉપાસનામાટે કલ્પનારચિત છે.

બહુ સ્થૂલબુદ્ધિવાળાને સાકાર ઉપાસના પ્રથમ કર્તવ્ય છે, અને તેથી શ્રેષ્ઠબુદ્ધિવાળાને નિરાકારની ઉપાસના કર્તવ્ય છે. એ ઉપાસનાઓમાં આપ્તપુરુષના વચનમાં શ્રદ્ધા, ઉપાસના કરવાની ઇચ્છા, ને

વારવાર તેમાં મનને જોડવારૂપ હઠની અપેક્ષા છે. એ ન હોય તો તે ઉપાસનાઓ સિદ્ધ થઇ શકતી નથી.

શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલા મંત્રનો યથાવિધિ જપ કરવાથી સુલભતાથી ચિત્તચાંચલ્ય દૂર થાય છે.તે જપ પ્રથમ વૈખરીથી, પછી મધ્યમાથી, પછી પશ્યતીથી, ને પછી પરાથી કરવો જોઇએ. એ વાણીઓનાં સ્વરૂપ નીચે પ્રમાણે છે:—

હ્રસ્વાદિ તથા ઉદાત્તાદિ સ્વરૂપવાળી, કકારાદિ વર્ણથી બનેલી, કંઠથી મુખગોલકપર્યંતના સ્થાનમાં પ્રકટ થનારી, આકાશરૂપ ઉપાદાનથી જનિત, બહુવિધ, ચંચલ, પવનરૂપ નિમિત્તથી વ્યક્ત, સ્વપરવેદ્ય, પ્રાય: સર્વ પ્રાણીવડે ઉચ્ચારણ થવાયોગ્ય, ક્રિયાશક્તિપ્રધાન, કાર્યરૂપ અને શ્રોત્રેંદ્રિયવડે વેદ્ય એવી જે વાણી તે વૈખરી છે.

ઉર:સ્થલ અને કંઠ આ બંને પ્રદેશની મધ્યે પ્રકટ થનારી, કિંચિત્ જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિસંપન્ન, આકાશરૂપ ઉપાદાનથી ઉપજેલી, પવનરૂપ નિમિત્તથી વ્યક્ત, ચંચલ, કાર્યરૂપ, સ્વસવેદ્ય, મનોમય ને સૂક્ષ્મ એવી જે વાણી તે મધ્યમા છે.

ભાવનાદિ સ્વરૂપવાળી, જ્ઞાનશક્તિપ્રધાન, સ્ફુરણમાત્રક્રિયાસંપન્ન, અંતર્મુખ, સામાન્યાકાર, હૃદયસ્થાનમાં પ્રકટ થનારી, કારણરૂપ, આકાશરૂપ ઉપાદાનકારણથી ઉત્પન્ન થયેલી, સ્થિરપવનરૂપ નિમિત્તથી વ્યક્ત, સ્વપંદમાત્ર, સ્વસંવેદ્ય, શાંત, તટસ્થ, સાક્ષીભૂત, મૌનાકાર અને ઉજ્જવલ એવી જે વાણી તે પશ્યંતી છે.

જ્ઞાનસ્પંદ તથા ક્રિયાસ્પંદાદિ સર્વસ્પંદથી રહિત, કેવલ સન્માત્ર, (જેના અસ્તિત્વનું માત્ર અનુમાનજ કરી શકાય છે એવી,) સ્વતંત્ર, મહાકારણરૂપ, અલક્ષ્ય, મહામૌનરૂપ, ઉન્મનીભાવાકાર ને શબ્દબ્રહ્મની આધિષ્ઠાનભૂમિકા એવી જે વાણી તે પરાસંજ્ઞાવાળી છે.

સાધકે પ્રથમ પાંચ ઘટિકાપર્યંત વૈખરીવાણીમાં સ્વસ્થચિત્તે જપ કરવાનો અભ્યાસ સિદ્ધ કરવો, પછી મધ્યમાવાણીમા તેટલો સમય જપ કરવાનો અભ્યાસ સિદ્ધ કરવો, પછી પશ્યતીવાણીમાં તેટલો સમય માત્ર મનોમય જપ કરવાનો અભ્યાસ સિદ્ધ કરવો, અને પશ્ચાત્ બ્રહ્મરંધ્રમાં મંત્રના લક્ષ્યાર્થમા વૃત્તિ રાખવાનો તેટલો સમય અભ્યાસ કરવો. એમ કરવાથી ચિત્ત તત્ત્વાકાર થાય છે, ને તત્ત્વના સાક્ષાત્કારદ્વારા મોક્ષ થાય છે.

પ્રશ્વાસશ્વાસ વા શ્વાસપ્રશ્વાસમા થતા ધ્વનિમા વૃત્તિ રાખવાથી પણ ચિત્તની એકાગ્રતા થાય છે, ચિત્તની એકાગ્રતાદ્વારા બ્રહ્મનું જ્ઞાન થાય છે, ને બ્રહ્મના જ્ઞાનદ્વારા મોક્ષ થાય છે.

પ્રશ્વાસશ્વાસમા **हंस** એવુ સ્વાભાવિક ઉચ્ચારણ થાય છે:—

"**हकारेण बहिर्याति सकारेण विशेत्पुनः ।**
**हंसो हंस इति मंत्रो जीवो जपति सर्वदा ॥**"

**ભાવાર્થ:**—પ્રાણ પ્રશ્વાસમાં **ह**કારવડે બહાર આવે છે, અને શ્વાસમાં **स**કારવડે પુનઃ પ્રવેશ કરે છે, **हंसः हंसः** એવો મંત્ર જીવ સર્વદા જપે છે.

**हंसः**ને **अहं सः**નું ટુકું રૂપ ગણવામાં આવે છે, ને તેનો અર્થ 'હું તે-બ્રહ્મ-છુ' એવો થાય છે. તે સ્વાભાવિક ઉચ્ચારણમાં વૃત્તિ રાખવાથી ચિત્ત સ્થિર થાય છે. **सोहम**નો અર્થ "તે-બ્રહ્મ-હું છુ" એવો થાય છે. શ્વાસમા પ્રાણ **सो** એવુ ઉચ્ચારણ કરે છે, ને પ્રશ્વાસમાં પ્રાણ **हम्** એવુ ઉચ્ચારણ કરે છે. એ **सोहम्**જપ બુદ્ધિપૂર્વક તથા પ્રયત્નપુરઃસર થતો નથી, પણ સ્વાભાવિકજ થયા કરે છે, તેથી તે જપને અજપાજપ પણ કહે છે. તેમાં ધારણા પણ થઇ શકે છે. તે ધારણાને અજપાયોગ કહે છે. તે અજપાયોગ નીચે પ્રમાણે થાય છે.-

જ્યારે શરીર અને મન સ્વસ્થ હોય ત્યારે પવિત્ર થઇ નિરુપદ્રવ ને પ્રસન્નતાજનક એકાંતસ્થલમા મૃદુ, પુષ્ટ ને આરોગ્યપ્રદ આસનની યોજના કરી તે પર પૂર્વાભિમુખ કિંવા ઉત્તરાભિમુખ સિદ્ધ, પદ્મ કિંવા સ્વસ્તિક એમાનું કોઇ પણ એક સુખકર આસન કરીને બેસવું. પછી સ્વસ્થમને શ્રીસદ્‌ગુરુને પ્રેમપૂર્વક નમસ્કાર કરી તે અજપાયોગનો આરંભ કરવો. નાભિ ને મુખનાસિકાની મધ્યે કંઠ ને હૃદય છે તે કંઠ ને હૃદયની મધ્યે નીચે તથા ઉપર **सोहम्** એવા સૂક્ષ્મતર ઘોષ સહિત પ્રાણસ્ફુરણક્રિયા વિશેષવૃત્તિવડે ચલાવતા રહીને બંને ભ્રૂકુટીના મધ્યભાગમા (ત્રિકુટીમા) અથવા મસ્તકના મધ્યભાગમાં (બ્રહ્મરંધ્રમાં) સામાન્યચિત્તવૃત્તિને સ્થાપન કરીને મધ્યે મધ્યે ક્ષણ ક્ષણ કેવલકુંભકાવસ્થા સાધતા જઈને તેની મધ્યમા પ્રાણના શ્વાસપ્રશ્વાસમાં **सोहम्** એવી રીતે આવિર્ભાવ થનારા વાક્યદ્વારા તેના અર્થભૂત સંદકરસચૈતન્યમાં એકતાન થઇ રહેવાનો સતત પણ શનૈ શનૈ પ્રયત્ન રાખવો તે અજપાયોગ કહેવાય છે. આ ધારણાના અન્યપ્રકારનું અન્યત્ર નિરૂપણ થઇ ગયુ છે, તેથી તેનું અહિ નિરૂપણ કર્યું નથી.

**सोहम्**મા જે **अहम्** પદ છે તેનો અર્થ હું એવો થાય છે. તે **अहम्** ચિદાત્મામાં પ્રથમ કલ્પાયેલ છે. **શ્રીરામ**ગીતામાં પણ એમજ કહ્યું છે.—

**"विकल्पमायारहिते चिदात्मकेऽहङ्कार एष प्रथमः प्रकल्पितः"**

**ભાવાર્થ:**—વિકલ્પરૂપ માયાથી રહિત ચિદાત્મામાં અહંકાર આ પ્રથમ પ્રકલ્પિત છે.

સ્વર ને વ્યંજનરૂપ મૂલાક્ષરનો સમાવેશ પણ **अहम्** એ પ્રત્યાહારમા થઇ જાય છે, કેમકે **अ** એ સ્વરના આદિમા છે, ને **ह** એ વ્યજનના અંતમાં છે, તથા **म्** એ ઉચ્ચારણની સમાપ્તિને જણાવનાર છે. મૂલાક્ષરમાં સર્વશબ્દો આવી જાય છે, ને તે શબ્દોવડે વિશ્વના

સર્વ પદાર્થોનું જ્ઞાન થાય છે. પદાર્થ નામવિના હોતો નથી, નામ શબ્દરૂપ છે, શબ્દ અક્ષરનો બને છે, ને તે અક્ષરો મૂલાક્ષરોમાં સમાવેશ પામેલા છે, તથા તે મૂલાક્ષરનો પ્રત્યાહાર **अहम्** છે, તેથી **अहम्**માં સર્વ વિશ્વનો સમાવેશ થાય છે.

વળી **सोहम्** એ ધ્વનિના સ્ફુરણના હૃદયગર્ભમાં પ્રણવનો પ્રકાશ છે. આચાર્યભગવાને પણ શ્રીનૃસિંહતાપનીયના ભાષ્યમાં એ અર્થ પ્રદર્શિત કર્યો છે:—

" सोऽहमित्यस्माद्वाक्यात्सकारहकारयोरुद्धारे कृते तत्पूर्वरूपे च ओमिति प्रणवः सम्पद्यते तस्मादोमिति परमात्मवाचकः ॥"

**ભાવાર્થ:—सोहम्** આ વાકયમાથી **स**કાર અને **ह**કાર કાઢી નાખે સતે ॐ ( ओम् ) એવા અવશિષ્ટ અક્ષરાકારને રૂપે પ્રણવજ સિદ્ધ થાય છે, તેથી ॐ આ શબ્દ પરમાત્માનો વાચક છે.

**अ**ના ઉચ્ચારણમાં મુખનો સામાન્ય વિકાસ થાય છે, **उ**ના ઉચ્ચારણમાં મુખનો વિશેષ વિકાસ થાય છે, ને **म्**ના ઉચ્ચારણમા મુખ બંધ થઇ જાય છે, તેથી તે ॐના ઉચ્ચારણવડે વિશ્વનાં ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય જે ઇશ્વરાધીન છે તેનું સૂચન થઇ જાય છે, અને તેવડે પ્રણવની ક્રિયા ઇશ્વરની ક્રિયાની સદૃશ ઠરે છે, તેથી પ્રણવના ઇશ્વરસ્વરૂપની કલ્પના થઇ શકે છે.

જગત્માની સર્વ ભાષાઓના અસંખ્ય શબ્દરૂપ કલ્પવૃક્ષનું જો સર્વસાધારણ એવુ એક મૂલબીજ હોય, કિવા સમસ્ત બ્રહ્માંડ અને તેમાની સંપૂર્ણ રચના એમા જો કોઇ એક સારભૂત, મૂલરૂપ ને અવ્યભિચારી એવુ તત્ત્વ હોય તો તે આ પ્રણવજ છે.

**प्रणतमवतीति प्रणवः** ॥ (વિશેષ નમ્ર થયેલાનું જે રક્ષણ કરે છે તે પ્રણવ) એ વ્યુત્પત્તિપ્રમાણે પ્રણવનો અર્થ પ્રણતપાલ એટલે

નમ્રભાવને પામેલાનું રક્ષણ કરનાર એવો થાય છે. વાસ્તવિક રક્ષણ કરનાર પરમાત્મા કિંવા સદ્‌ગુરુ છે, માટે તેમનીજ પ્રણવ એવી સંજ્ઞા છે. પતંજલિભગવાને પણ "**तस्य वाचकः प्रणवः** ॥" ( તે ઇશ્વિરનો વાચક પ્રણવ છે ) એ સૂત્રથી એજ અર્થ પ્રતિપાદન કર્યો છે.

વળી **प्रणामयतीति प्रणवः** ॥ ( પ્રણવનો જપ કરનારને ચારે વેદનો અર્થ વશીભૂત થાય છે, તેથી જે ૐના ઉચ્ચારપૂર્વક તેના અર્થનુ ધ્યાન કરે છે તેની આગળ ચારે વેદના અર્થને જે નમાવે છે તે પ્રણવ ) એવી વેદાર્થપ્રદાતા ઇશ્વિરની બોધક પણ પ્રણવની વ્યુત્પત્તિ થાય છે.

ૐકારમાથી સર્વભાષાના મૂલાક્ષરોની ને વિશ્વમાંના સર્વે પદાર્થોની ઉત્પત્તિ થઇ છે, એ અર્થ અન્યત્ર [ ગતસહ દર્શાવેલો છે. શ્રુતિઓ પણ વાણીને તથા તેવડે વાચ્ય સર્વ વસ્તુને પ્રણવરૂપ કહે છે.—

**" वाग्वा ॐकारः सर्वं वाग्वाच्यं वस्तु प्रणवात्मकं च ॥ यथा शङ्कुना सर्वाणि पर्णानि सन्तृणान्येवमोङ्कारेण सर्वा वाक् सन्तृणा ॥ ॐकार एवेदं सर्वम् ॥ ॐकारमात्रं सचराचरं जगत् ॥ ओमित्येतदक्षरमिदं सर्वम् ॥ "**

**ભાવાર્થ.**—વાણીજ ૐકાર છે, અને વાણીવડે વાચ્ય સર્વવસ્તુ પ્રણવરૂપજ છે. જેમ ડીટવડે સર્વ પાનડાંઓ વ્યાપ્ત છે તેમ ૐકારવડે સર્વ વાણી વ્યાપ્ત છે. ૐકારજ આ સર્વ છે. સ્થાવરજંગમ જગત્ ૐકારમાત્ર છે. ૐ આ અક્ષર આ સર્વ છે.

એ પ્રણવ પરબ્રહ્મરૂપ તથા અપરબ્રહ્મરૂપ છે. **શ્રીપ્રશ્નોપનિષદ્‌માં સત્યકામપ્રતિ પિપ્પલાદમુનિએ** પણ પ્રણવને પરબ્રહ્મરૂપે તથા અપરબ્રહ્મરૂપે વર્ણવેલ છે:—

" एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोङ्कारस्तस्माद्विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति ॥ "

**ભાવાર્થ**—હે સત્યકામ! જેથી આ પરબ્રહ્મરૂપ તથા અપરબ્રહ્મરૂપ ૐકાર છે, તેથી વિદ્વાન્ એ ૐકારરૂપનોજ આશ્રય કરીને નિર્ગુણબ્રહ્મ તથા સગુણબ્રહ્મ એ બેમાંના એકને પ્રાપ્ત થાય છે.

**अवतीति ओम्** ॥ ( જે રક્ષણ કરે છે તે ૐ ) એવી ૐની વ્યુત્પત્તિ છે, તેથી ૐશબ્દ પણ પ્રણવના અર્થનેજ સૂચવે છે. અક્ષરનિઘંટુમાં ૐનો અર્થ ધ્રુવ–જેનો કદી નાશ થતો નથી તે–કરેલો છે. ધ્રુવ એટલે અવિનાશી તો પરમાત્માજ છે, એ શ્રુતિસ્મૃતિસિદ્ધ છે. ઉચ્ચારણવડે સર્વ પ્રાણાદિકોનું ઊર્ધ્વ આકર્ષણ કરનાર, એવો પણ ૐનો અર્થ થાય છે. જેઓ સ્વસ્થચિત્તથી તેનું યથાવિધિ ઉચ્ચારણ થોડો સમય કર્યા કરશે તેમને તે અર્થની સત્યતાની પ્રતીતિ થશે

પ્રણવજપવડે પ્રાણાદિકનું ઊર્ધ્વગમન કરાવવાના અભ્યાસથી ચિત્તશુદ્ધિ આદિવડે કાંતો આ જન્મમાંજ જ્ઞાન થઇ મોક્ષ મળે, અથવા બ્રહ્મલોકમા ગયા પછી ત્યાં જ્ઞાન થઇને મોક્ષ મળે.

મનોરાજ્ય તત્ત્વસાક્ષાત્કારનું પ્રતિબંધક છે. તે મનોરાજ્યનો જય કરવામા પ્રણવનું દીર્ઘ ઉચ્ચારણ ઉપકાર કરે છે, એ અર્થ શ્રીપંચદશીકારે કહ્યો છે—

" बुद्धतत्त्वेन धीदोषशून्येनैकान्तवासिना ।
दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥ "

**ભાવાર્થઃ**—જેણે અદ્વૈતતત્ત્વને પરોક્ષરીતે જાણ્યું છે, જે બુદ્ધિના રાગાદિ દોષોથી રહિત છે, ને જે એકાંતસ્થાનમાં રહેનારો છે, તેણે

દીર્ઘઉચ્ચારવાળા પ્રણવનો ઉચ્ચાર કરીને મનોરાજ્યને સારી રીતે જિતાય છે.

મસિશોષકપત્ર ( બ્લૅાટિંગપેપર ) જેમ મસિને ચૂષી લે છે તેમ પ્રણવનું યથાયોગ્ય ઉચ્ચારણ મનને ચંચલ કરનારા સસ્કારોને ચૂષી લે છે. પ્રણવજપનો જેમને અધિકાર નથી, તેવા મનુષ્યો ગુરૂપદિષ્ટ ઇષ્ટ મંત્રનો યથાવિધિ જપ કરે તો તેમને પણ તેવોજ લાભ થાય છે.

પ્રણવ બ્રહ્મસ્વરૂપ છે, તથા તેનો યથાવિધિ જપ ચિત્તને પવિત્ર તથા સ્થિર કરે છે, તેથીજ વેદાદિ પ્રણવને પ્રતિપાદન કરે છે:—

" सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं सङ्ग्रहेण ब्रवीम्योमित्येतत्

ભાવાર્થ:—સર્વ વેદો જે પદને પ્રાપ્તવ્યરૂપે પ્રતિપાદન કરે છે, અને જેને સર્વ તપો પોતાના પરમફલરૂપે કહે છે, જેને ઇચ્છનારા શ્રીસદ્ગુરુની સેવારૂપ બ્રહ્મચર્યને આચરે છે, તે પદ હુ તને સક્ષેપમા કહું છુ. તે પદ ૐ છે.

પુર્વોક્ત હેતુથીજ શ્રીગૌડપાદાચાર્ય પ્રણવને સર્વના આદિ, મધ્ય ને અંતરૂપ કહે છે:—

" सर्वस्य प्रणवो ह्यादिर्मध्यमन्तस्तथैव च ॥ "

ભાવાર્થ:—પ્રણવ સર્વના આદિ, મધ્ય ને અતરૂપ છે.

અન્યત્ર પણ એ પ્રણવને સર્વરૂપ આદિ કહેલ છે:—

" अतः सर्वात्मकस्तारः साक्षात्सर्वेश्वरः स्वयम् ।
सर्वव्यापिनमोङ्कारं मत्वा धीरो न शोचति ॥ "

ભાવાર્થ:—આથી સર્વરૂપ પ્રણવ પોતે સાક્ષાત્ સર્વેશ્વર છે. સર્વવ્યાપી ૐકારને જાણીને ધીરપુરુષ શોક કરતો નથી.

ૐનો અર્થ કોઇ કોઇ સ્થલે અંગીકાર (હા) એવો પણ થાય છે. અંગીકાર પ્રિય ને સારભૂત હોય તેનોજ થાય છે, અપ્રિયઅસારનો થતો નથી. સર્વથી પ્રિય ને સારભૂત સ્વસ્વરૂપજ છે, તેથી તે અર્થમાં પણ તે આત્માના સ્વરૂપનેજ જણાવે છે.

**શ્રીમાંડૂક્યોપનિષદ્**મા **अ, उ, म्** ને **अमात्र** એવી ચાર માત્રાઓ પ્રણવની કહી છે. તેમાં ત્રણ સોપાધિક છે, ને ચોથી નિરુપાધિક છે. નિરુપાધિકની ઉપાસના કરી સ્વસ્વરૂપનો બ્રહ્મથી અભેદ સિદ્ધ કરવાનો છે, અર્થાત્ અમાત્ર, જીવસાક્ષી ને ઈશ્વરસાક્ષી એ સર્વનો અભેદ છે એવો દૃઢ નિશ્ચય પુનઃ પુન કરવારૂપ નિર્ગુણઉપાસના કરી તે દ્વારા જ્ઞાન સંપાદન કરી મોક્ષ મેળવવાનો છે. પ્રણવની એ ઉપાસનાના પ્રકારનું નિરૂપણ ઉપદેશગ્રંથાવલિના તેરમા અંકમાં થઇ ગયું છે.

એકાંતસ્થલે પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે સિદ્ધાસને કિંવા અન્ય કોઇ સુખકર આસને બેસી અર્ધ મીંચેલાં નેત્રોની વૃત્તિ નાસિકાગ્રપર સ્થિર કરી, મનોવૃત્તિને અધોમુખ હૃદયકમલને ઊર્ધ્વમુખ તથા વિકાસ પામેલું ધારી તેમાં સ્થિર કરવી. વૃત્તિને સ્થિર સ્થાપ્યા પછી જે જે શુભાશુભ સંકલ્પો ઊઠે તેને મિથ્યા ધારી તેના દ્રષ્ટા રહેવું, પણ તે સંકલ્પમાં ભળી જવું નહિ. એમ સર્વ દૃશ્યને મિથ્યા સમજી વૃત્તિને દ્રષ્ટામાં સ્થિર સ્થાપવાનો અભ્યાસ કરવાથી પણ ચિત્તવૃત્તિ સ્થિર થાય છે. હૃદયકમલમા પોતાના ઇષ્ટદેવનુ સાકારરૂપ ધારીને તેમા પણ વૃત્તિને સ્થિર કરી શકાય છે.

બહારના ઘટાદિ પદાર્થોને આકારે થયેલી વા અંતરૂમાં કામાદિને આકારે થયેલી એક વૃત્તિ શમી ગઇ હોય, ને હજી બીજી વૃત્તિનો ઉદય ન થયો હોય, એવી જે વૃત્તિની કુંભકાવસ્થા છે તેમા ચિત્તવૃત્તિને સ્થાપવાનો અભ્યાસ રાખવાથી પણ કાલે કરીને વૃત્તિ સ્થિર થાય છે.

નવધા ભક્તિમાંની કોઇ એક ભક્તિવડે તથા શરીરમાનાં ચક્રાદિમાં અને હૃદયમાં સાત્ત્વિકદ્રવ્યની વૃદ્ધિ કરનારા બહારના ધ્યેયપદાર્થોમાં વૃત્તિને પુનઃ પુનઃ સ્થાપન કરવાવડે પણ વૃત્તિની સ્થિરતા થાય છે. એ સર્વનું નિરૂપણ અન્યત્ર વિસ્તારપૂર્વક થઇ ગયું છે, એટલે અહિં માત્ર તેમનુ સૂચનજ કર્યું છે.

જેમ ગણિતને વિષે ઇષ્ટરાશિમાં આરંભમાં કલ્પિત અંક લઇ તે-વડે અકલ્પિત અંકનો નિર્ણય કરાય છે, તેમ ઉપાસનાઓમાં પણ આરં-ભમા કોઇ પણ કલ્પિતવસ્તુ લઇ તેવડે અકલ્પિત વસ્તુનો નિર્ણય કરાય છે. સત્યવસ્તુના જ્ઞાનના સાધનરૂપે કલ્પાયેલી વસ્તુઓનો પરસ્પર વિરોધ હોય તો તે વિરોધ પૂર્વોક્તન્યાયે દોષરૂપ નથી. કલ્પતરુના વ્યાખ્યાન પરિમલમાં અપ્પયદીક્ષિતે પણ એ અર્થ પ્રતિપાદન કર્યો છે.—

**"अकल्पितवस्तुप्रतिपत्त्युपायतया कल्प्यमानेषु विरोधो नैव दोषावहः। यथा तात्त्विकारुन्धतीप्रतिपत्त्युपायतया नाना-जनैः कल्प्यमानासु तत्प्राच्योदीच्यादिनक्षत्ररूपासु स्थूला-रुन्धतीषु विरोधो न दोषभाक् । परिणामे वास्तवारुन्धतीप्र-त्यायनेन गतार्थास्त उपायाः स्वयमेव विनिवर्तन्ते ॥"**

**ભાવાર્થ:**—અકલ્પિત વસ્તુના જ્ઞાનના ઉપાયરૂપે કલ્પાયેલી વસ્તુ-ઓનો વિરોધ દોષરૂપ નથીજ, જેમ સપ્તઋષિમાંના છઠ્ઠા વસિષ્ઠનામના તારાની સમીપમાં આવેલા અરુંધતીનામના સૂક્ષ્મતારાને ઓળખાવવા-માટે ભિન્ન ભિન્ન મનુષ્યોએ તે અરુંધતીની આસપાસના મોટા તા-રાઓ કદી અરુંધતીના નામથી કલ્પાય તો તે સ્થૂલઅરુંધતીઓનો પરસ્પરનો વિરોધ દોષરૂપ નથી, કારણ કે પરિણામે વાસ્તવિક અરુ-ધતીને ઓળખાવવાવડે પ્રયોજનરહિત થયેલા તે સર્વ ઉપાયો પોતા-થીજ નિવૃત્ત થાય છે.

જે ભ્રમ પરિણામે નિષ્ફલપ્રવૃત્તિનો જનક થાય તે ભ્રમજ ભ્રમ કિંવા વિસંવાદિભ્રમ કહેવાય છે, પણ જે ભ્રાંતિ પરિણામે અર્થક્રિયા કરનારી એટલે સફલપ્રવૃત્તિની જનક થાય તે ભ્રાંતિ ભ્રાંતિ નહિ, કિંતુ સંવાદિભ્રમ કહેવાય છે. મણિના પ્રકાશને મણિ ધારીને તે લેવામાટે કોઇ પુરુષ દોડે તો તેને મણિની પ્રાપ્તિ થાય, ત્યાં મણિના પ્રકાશમાં મણિની બુદ્ધિ ભ્રાંતિરૂપ છે, છતા તે પ્રવૃત્તિથી મણિની પ્રાપ્તિ થઈ માટે તે સંવાદિભ્રમ છે. દીપકના પ્રકાશમા મણિબુદ્ધિ કરી મણિને લેવા દોડનારા પુરુષને મણિની પ્રાપ્તિ થાય નહિ, માટે તે ભ્રાંતિ વિસંવાદિભ્રમ છે. મૃત્તિકાદિથી રચેલી પ્રતિમામા ઈશ્વરભાવ રાખી તેનું આરાધન કરવાથી જે પુરુષાર્થસિદ્ધિ થાય તે પણ સવાદિભ્રમ છે. જેમ સવાદિભ્રમ ફલ દેનારો છે, તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ જ્ઞાનદ્વારા મુક્તિરૂપ ફલ દેનારી છે. અખંડએકરસ બ્રહ્મને જાણીને પછી "તે બ્રહ્મ હું છું" એ પ્રમાણે ઉપાસના કરવી જોઇએ. આ પરોક્ષજ્ઞાન મિથ્યાજ્ઞાન નથી, પણ યથાર્થજ્ઞાન છે. જેમ પ્રતિમામાની પ્રત્યક્ષ પાષાણબુદ્ધિ પરોક્ષ ઈશ્વરબુદ્ધિની નિવૃત્તિ કરી શકતી નથી, તેમ પ્રત્યક્ષ દ્વૈતબુદ્ધિ પરોક્ષ અદ્વૈતબુદ્ધિનો બાધ કરી શકતી નથી. આવુ પરોક્ષજ્ઞાન યથાર્થ વક્તાનો એક વાર ઉપદેશ થાય તો થઇ શકે છે. એ પરોક્ષજ્ઞાનને અશ્રદ્ધા પ્રતિબધ કરે છે. તત્ત્વવિચાર કરવામાં જેઓ અસમર્થ છે, અથવા જેમને તત્ત્વોપદેષ્ટા ગુરુ અને શાસ્ત્રરૂપ સામગ્રીની પ્રાપ્તિ ન થઇ શકે એમ હોય તેઓએ બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ. નિર્ગુણબ્રહ્મનું જ્ઞાન થઇ શકે છે, તેમ તેની ઉપાસના પણ થઇ શકે છે. બોધ વસ્તુને અધીન છે, અને ઉપાસના પુરુષને અધીન છે, એટલો એ બંનેમાં ભેદ છે. જેમ સવાદિભ્રમ ફલકાલે પ્રમારૂપ (યથાર્થજ્ઞાનરૂપ) થાય છે, તેમ નિર્ગુણઉપાસના પણ ક્રમે કરીને અતિપક્વ થઇને

બ્રહ્મજ્ઞાનરૂપે પરિણામ પામે છે. નિર્ગુણોપાસનાનો પરિપાક થતાં અસંપ્રજ્ઞાતસમાધિ અનાયાસે સિદ્ધ થાય છે. જેને જીવતા છતાં ઉપાસનાનો પરિપાક ન થાય તેને મરણકાલે વા બ્રહ્મલોકમાં તેનો પરિપાક થાય છે, તેથી તત્ત્વને જાણીને મુક્ત થાય છે. “ મરણકાલે પુરુષ જે ભાવયુક્ત હોઇને શરીરને ત્યજે છે, તે ભાવને તે પામે છે, ” એમ શાસ્ત્રોમાં કહેલું હોવાથી મરણકાલે જે નિર્ગુણબ્રહ્મની ભાવનાથી યુક્ત છતો દેહને ત્યજે છે, તે નિર્ગુણબ્રહ્મને–મોક્ષને–પામે છે. નિર્ગુણઉપાસના સાક્ષાત મોક્ષદાતા નથી, પણ તેથી જ્ઞાન ઉપજે છે, ને તે જ્ઞાનવડે મોક્ષ થાય છે એમ જાણવુ.

જેઓ ઉપાસનાના અનુષ્ઠાનવડે ચિત્તચાચલ્યને દૂર કરી જ્ઞાનદ્વારા મોક્ષ મેળવવા ઇચ્છતા હોય તેમને માટે થોડી ઉપયોગી સૂચના દર્શાવી આ વિષય સમાપ્ત કરવામાં આવે છે. મદ્યપાન, માસાહાર, પરદારવાસના, પરધનાભિલાષ, બાલિશક્રીડા, અફીણ ભાગ ગાંજો ચરસ ને સોમલ આદિ માદક વસ્તુઓનું સેવન, નીચજનોની સંગતિ, શુષ્કવાતોમાં વૃથા કાલક્ષેપ, અને ચિત્તમાં રાજસતામસદ્રવ્યની વૃદ્ધિ કરનારો અશાસ્ત્રીય વ્યવહાર ઇત્યાદિકથી માની લીધેલા સુખાભાસના મોહમાદંભવડે શુષ્ક અને અસંબદ્ધ શાબ્દજ્ઞાનવડે મુક્તપણાના મિષથી પોતાને અને બીજાને ઠગી નરકયાતનાના ભાગી નહિ કરતાં શુદ્ધ વૈદિકસંપ્રદાયપ્રમાણે શ્રીસદ્‌ગુરુપરમેશ્વરની અનન્યભાવે સેવા કરવી, સ્વધર્મનિષ્ઠાવાળા થવુ, ઉપાસનામાર્ગમાના ધ્યાનયોગાદિનો અભ્યાસ કરવો, દુષ્ટ મનોવાસનાઓનો નાશ કરવો, અને દેહના પ્રારબ્ધની સમાપ્તિપર્યંત પોતાના મનને સંતોષ મળે એવા સદાચાર તથા સુવિચારને જાગ્રત્ રાખીને કેવલ લોકપરોપકારાર્થ વા સ્વોપકારપરોપકારાર્થ સત્યરૂપ જીવિત ધારણ કરવું. સંક્ષેપમાં કહીએ તો પોતાના અધિકારાનુસાર

નીચેની ૭ વાતોને તેમણે કર્તવ્યરૂપે સ્વીકારી દૃઢ નિશ્ચયથી યથાયોગ્ય આચરવી જોઇએ

૧. અદ્વૈત વાસ્તવિક સત્ય છે, અને દ્વૈત માયિક કિંવા કાલ્પનિક છે; તથા દ્વૈતવડે ઉત્પન્ન થનારાં કામ, ભય, સુખ, દુઃખ, હર્ષ, ખેદ, ક્રોધ, મોહ, લોભ, દૈન્ય, માન ને અપમાન ઇત્યાદિ મનોવિકારોનુ મૂલ પણ કલ્પિત દ્વૈતજ છે; આવા શ્રીસદ્દગુરુપરમાત્માની કૃપાથી પ્રાપ્ત થયેલા નિશ્ચયપર સુસ્થિર થઇને પ્રાપ્તવ્યવહારમાં વિચરવુ; અથવા જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાના પ્રમાતા, પ્રમાણ ને પ્રમેયરૂપ સર્વ ત્રિપુટીઓનો પ્રકાશક હુ તેમનાથી કેવલ વિલક્ષણ ને નિર્લેપ છું એમ પુનઃ પુન ભાવના કરતા રહી પ્રાપ્તવ્યવહારનો પ્રારબ્ધની સમાપ્તિપર્યંત નિર્વાહ કરવો. પ્રાપ્તવ્યવહાર દક્ષતા તથા પ્રામાણિકતાથી કરવો, પ્રમાદ તથા અપ્રામાણિકતાને અવકાશ આપવો નહિ.

૨ વર્ણાશ્રમના ધર્મપાલનઉપરાંત પ્રત્યગભિન્નબ્રહ્મમાં તન્મય થવાનો શ્રીસદ્દગુરુઉપદિષ્ટ અભ્યાસ નિત્યપ્રતિ શ્રદ્ધાભક્તિપૂર્વક કરવો.

૩. બની શકે ને સંભવ હોય તો નિત્યપ્રતિ પ્રીતિપૂર્વક તત્ત્વવેત્તાનો સમાગમ કરવો, તથા તેમનાં વચનોનુ ભાવપૂર્વક શ્રવણ કરવું.

૪. મનોવૃત્તિને પ્રેમપૂર્વક ઇષ્ટદેવના સ્વરૂપભણી રાખવી, વા ચર્મચક્ષુવડે પુનઃ પુનઃ તેમના સ્વરૂપનું અવલોકન કરવુ

૫. ઇષ્ટમંત્રનું યથાધિકાર સાવધાનતાપૂર્વક સ્મરણ કરતા રહેવું.

૬. ઇષ્ટદેવના તથા સત્પુરુષોના ચરિત્રાદિકનું નિરૂપણ કરનારા ગ્રંથોનું અથવા તત્ત્વબોધક ગ્રંથોનું નિત્યપ્રતિ યથાશક્તિ શ્રવણ વા વાચન કરવું.

---

ॐ

# ॥ श्रीपञ्चीकरणवार्तिकम् ॥

ॐकारः सर्ववेदानां सारस्तत्त्वप्रकाशकः ।
तेन चित्तसमाधानं मुमुक्षूणां प्रकाश्यते ॥ १ ॥

ૐકાર એ સર્વવેદના સારરૂપ છે, અને બ્રહ્મતત્ત્વને પ્રકાશ કરનાર છે. તે પ્રણવની ઉપાસનાવડે મુમુક્ષુઓના ચિત્તના સમાધાનને નિરૂપણ કરાય છે. ૧.

आसीदेकं परं ब्रह्म नित्यमुक्तमविक्रियम् ।
तत्स्वमायासमावेशाद्बीजमव्याकृतात्मकम् ॥ २ ॥

પ્રથમ નિત્યમુક્ત અને વિક્રિયાથી રહિત એવુ એક પરબ્રહ્મ હતું, તે પોતાની માયામાં સારી રીતે પ્રતિબિંબિત થવાથી અવ્યાકૃતરૂપ (ઈશ્વરરૂપ) જગતનું બીજ થયુ. ૨.

तस्मादाकाशमुत्पन्नं शब्दतन्मात्ररूपकम् ।
स्पर्शात्मकस्ततो वायुस्तेजो रूपात्मकं ततः ॥ ३ ॥

તે બીજથી જેનો શબ્દ ગુણ છે એવુ આકાશ ઉત્પન્ન થયું, તે આકાશથી સ્પર્શગુણવાળો વાયુ ઉત્પન્ન થયો, અને તે વાયુથી જેનો રૂપ ગુણ છે એવુ તેજ ઉત્પન્ન થયુ. ૩.

आपो रसात्मिकास्तस्मात्ताभ्यो गंधात्मिका मही ।
शब्दैकगुणमाकाशं शब्दस्पर्शगुणो मरुत् ॥ ४ ॥

તે તેજથી રસરૂપ એવુ જલ ઉત્પન્ન થયુ, અને તે જલથી ગંધગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થઈ. તેમાં આકાશ એક શબ્દગુણવાળુંજ છે, અને વાયુ શબ્દ ને સ્પર્શ એવા બે ગુણવાળો છે. ૪.

शब्दस्पर्शरूपगुणैस्त्रिगुणं तेज उच्यते ।
शब्दस्पर्शरूपरसगुणैरापश्चतुर्गुणाः ॥ ५ ॥

તેજ એ શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણવાળું કહેવાય છે, અને જલના શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો છે. ૫.

शब्दस्पर्शरूपरसगन्धैः पञ्चगुणा मही ।
तेभ्यः समभवत् सूत्रं लिङ्गं सर्वात्मकं महत् ॥ ६ ॥

પૃથ્વી એ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવા પાંચ ગુણવાળી છે. તે અપંચીકૃત પંચમહાભૂતથી સૂત્રાત્મા જેને સર્વના લિંગશરીરરૂપ અથવા મહત્ કહે છે, તે ઉત્પન્ન થયા. ૬.

ततः स्थूलानि भूतानि पञ्च तेभ्यो विराडभूत् ।
पञ्चीकृतानि भूतानि स्थूलानीत्युच्यते बुधैः ॥ ७ ॥

તે અપંચીકૃત પંચમહાભૂતથી પાંચ સ્થૂલભૂત ઉત્પન્ન થયાં, અને તેથી વિરાટ સ્વરૂપ ઉત્પન્ન થયું. પંચીકૃત એવાં પંચમહાભૂતને વિદ્વાનો સ્થૂલભૂતો એવી સંજ્ઞાથી કહે છે. ૭.

पृथिव्यादीनि भूतानि प्रत्येकं विभजेद्द्विधा ।
एकैकं भागमादाय चतुर्धा विभजेत्पुनः ॥ ८ ॥

પૃથિવ્યાદિ જે અપંચીકૃત પંચમહાભૂત છે, તે પ્રત્યેકના બે પ્રકારે વિભાગ કરે, અને પુનઃ તેનો એક એક ભાગ લઇને તેના ચાર પ્રકારે વિભાગ કરે. ૮.

एकैकं भागमेकस्मिन्भूते संवेशयेत्क्रमात् ।
ततश्चाकाशभूतस्य भागाः पञ्च भवन्ति हि ॥ ९ ॥

અને પછી એક એક ભાગને ક્રમપૂર્વક એક એક ભૂતને વિષે નાંખે, તેથી (એમ કરવાથી) આકાશભૂતના પાંચ ભાગો થાય છે. ૯.

वाय्वादिभागाश्चत्वारो वाय्वादिष्वेवमादिशेत् ।
पञ्चीकरणमेतत्स्यादित्याहुस्तत्त्वदर्शिनः ॥ १० ॥

એ પ્રમાણે વાયુ આદિમા વાયુ આદિના ચાર ભાગોની વ્યવસ્થા કરે. એ પંચીકરણુ થયુ, એમ તત્ત્વદર્શીઓ કહે છે. ૧૦.

पञ्चीकृतानि भूतानि तत्कार्यं च विराड्भवेत् ।
स्थूलं शरीरमेतत्स्यादशरीरस्य चात्मनः ॥ ११ ॥

એ પંચીકૃતભૂતો છે, અને તેઓનું કાર્ય વિરાટસ્વરૂપ છે. તે વિરાટ્ નિરાકાર જે પરમાત્મા તેનું સ્થૂલશરીર છે. ૧૧.

अधिदैवतमध्यात्ममधिभूतमिति त्रिधा ।
एकं ब्रह्म विभागेन भ्रमाद्भाति न तत्त्वतः ॥ १२ ॥

અધિદૈવ, અધ્યાત્મ અને અધિભૂત એમ ત્રણુ પ્રકારના વિભાગવડે એક બ્રહ્મ ભ્રમથી જણાય છે, પણુ તત્ત્વથી (વાસ્તવિક રીતે) એમ નથી. ૧૨.

इन्द्रियैरर्थविज्ञानं देवतानुग्रहान्वितैः ।
शब्दादिविषयं ज्ञानं तज्जागरितमुच्यते ॥ १३ ॥

દેવતાના અનુગ્રહયુક્ત એવી ઇંદ્રિયોથી જે બહારના વિષયનું જ્ઞાન થાય છે, તે શબ્દાદિ વિષયનું જ્ઞાન જાગ્રત્ અવસ્થાનું કહેવાય છે. ૧૩.

श्रोत्रमध्यात्ममित्युक्तं श्रोतव्यं शब्दलक्षणम् ।
अधिभूतं तदित्युक्तं दिशस्तत्राधिदैवतम् ॥ १४ ॥

શ્રોત્ર (કાન) અધ્યાત્મ છે એમ કહ્યુ છે, સાભળવાના વિષયરૂપ શબ્દ તે અધિભૂત કહ્યો છે, અને ત્યાં દિશા એ અધિદૈવત છે. ૧૪.

त्वगध्यात्ममिति प्रोक्तं स्प्रष्टव्यं स्पर्शलक्षणम् ।
अधिभूतं तदित्युक्तं वायुस्तत्राधिदैवतम् ॥ १५ ॥

ચામડી એ અધ્યાત્મ કહેલ છે, સ્પર્શ કરવાના વિષયરૂપ જે સ્પર્શ તે અધિભૂત છે, અને વાયુ તેમાં અધિદૈવત છે. ૧૫.

चक्षुरध्यात्ममित्युक्तं द्रष्टव्यं रूपलक्षणम् ।
अधिभूतं तदित्युक्तमादित्योऽत्राधिदैवतम् ॥ १६ ॥

ચક્ષુ અધ્યાત્મ છે એમ કહેલું છે, જોવાના વિષયરૂપ જે રૂપ તે અધિભૂત કહેલું છે, અને તેમાં સૂર્ય અધિદૈવત છે. ૧૬.

जिह्वाऽध्यात्मं तथा स्वाद्यमधिभूतं रसात्मकम् ।
वरुणो देवता तत्र जिह्वायामधिदैवतम् ॥ १७ ॥

જિહ્વા (જીભ) એ અધ્યાત્મ છે, તેમજ સ્વાદના વિષયરૂપ જે રસ તે અધિભૂત છે, અને તે જિહ્વાને વિષે અધિદૈવત વરુણદેવ છે. ૧૭.

घ्राणमध्यात्ममित्युक्तं घ्रातव्यं गन्धलक्षणम् ।
अधिभूतं तदित्युक्तं पृथ्वी तत्राधिदैवतम्* ॥१८॥

નાસિકા એ અધ્યાત્મ કહેવાય છે, સુંઘવાના વિષયરૂપ ગંધ તે અધિભૂત કહેવાય છે, અને તેમાં પૃથિવી એ અધિદૈવત છે. ૧૮.

वागध्यात्ममिति प्रोक्तं वक्तव्यं शब्दलक्षणम् ।
अधिभूतं तदित्युक्तमग्निस्तत्राधिदैवतम् ॥ १९ ॥

વાણી એ અધ્યાત્મ કહેવાય છે, બોલવાના વિષયરૂપ જે શબ્દ તે અધિભૂત કહેવાય છે, અને તેમાં અધિદૈવત અગ્નિ છે. ૧૯.

हस्तावध्यात्ममित्युक्तमादातव्यं च यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तमिन्द्रस्तत्राधिदैवतम् ॥ २० ॥

---

* अश्विनावधिदैवतम् એવું પાઠાંતર છે. તેનો અર્થ અશ્વિનિકુમારો એ અધિદૈવત છે એવો થાય છે.

હાથ એ અધ્યાત્મ કહેવાય છે, જે ગ્રહણ કરવાનો વિષય તે અધિભૂત કહેવાય છે, અને ઇંદ્ર તેમાં અધિદૈવત છે. ૨૦.

पादावध्यात्ममित्युक्तं गन्तव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तं विष्णुस्तत्राधिदैवतम् ॥ २१ ॥

પગ એ અધ્યાત્મ કહેવાય છે, તેમાં જે જવાનો વિષય તે અધિભૂત કહેવાય છે, અને તેમાં અધિદૈવત વિષ્ણુ છે. ૨૧.

पायुरध्यात्ममित्युक्तं विसर्गस्तत्र यो भवेत् ।
अधिभूतं तदित्युक्तं त्युस्तत्राधिदैवतम् ॥ २२ ॥

ગુદા અધ્યાત્મ કહેવાય છે, તેમા જે મલત્યાગનો ધર્મ છે એ અધિભૂત કહેવાય છે, અને તેમાં અધિદૈવત મૃત્યુ છે. ૨૨.

उपस्थेन्द्रियमध्यात्मं स्त्रियाद्यानन्दकारणम् ।
अधिभूतं तदित्युक्तमधिदैवं प्रजापतिः ॥ २३ ॥

લિંગેંદ્રિય અધ્યાત્મ છે, સ્ત્રી આદિવડે જે આનંદનો હેતુ તે અધિભૂત કહેવાય છે, અને પ્રજાપતિ તેના અધિદૈવ છે ૨૩.

मनोऽध्यात्ममिति प्रोक्तं मन्तव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तं चन्द्रस्तत्राधिदैवतम् ॥ २४ ॥

મન અધ્યાત્મ કહેવાય છે, તેમાં જે મનનનો વિષય તે અધિભૂત છે એમ કહેલું છે, અને તેમાં અધિદૈવ ચંદ્ર છે. ૨૪.

बुद्धिरध्यात्ममित्युक्तं बोधव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तमधिदैवं बृहस्पतिः ॥ २५ ॥

બુદ્ધિ અધ્યાત્મ છે એમ કહેલ છે, તેમાં જે જાણવાનો વિષય છે તે અધિભૂત છે એમ કહેલું છે, અને બૃહસ્પતિ તેના અધિદૈવ છે. ૨૫.

अहंकारस्तथाध्यात्ममहंकर्तव्यमेव च ।
अधिभूतं तादित्युक्तं रुद्रस्तत्राधिदैवतम् ॥ २६ ॥

તેમજ અહંકાર એ અધ્યાત્મ છે, અને અહંકારનો વિષય એ અધિભૂત છે એમ કહેલ છે, તથા તેમાં અધિદૈવત રુદ્ર છે. ૨૬.

चित्तमध्यात्ममित्युक्तं चेतव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तं क्षेत्रज्ञोऽत्राधिदैवतम् ॥ २७ ॥

ચિત્ત અધ્યાત્મ છે એમ કહેલું છે, તેમા જે ચિંતનનો વિષય છે તે અધિભૂત કહેવાય છે, અને અહિં ક્ષેત્રજ્ઞ એ અધિદૈવત છે.૨૭.

तमोऽध्यात्ममिति प्रोक्तं विकारस्तत्र यो भवेत् ।
अधिभूतं तादित्युक्तमीश्वरोऽत्राधिदैवतम् ॥ २८ ॥

અજ્ઞાન અધ્યાત્મ એમ કહેવાય છે, તેમાં જે વિકાર (કાર્ય)થાય છે તે અધિભૂત એમ કહેવાય છે, અને અહિં ઈશ્વર તેના અધિદૈવ છે.

बाह्यान्तःकरणैरेवं देवतानुग्रहान्वितैः ।
स्वं स्वं च विषयज्ञानं तज्जागारितमुच्यते ॥ २९ ॥

એવી રીતે દેવતાઓના અનુગ્રહથી યુક્ત એવી કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોવડે તથા અંતઃકરણવડે જે પોતપોતાના વિષયનું કર્મ તથા જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જાગરિત કહેવાય છે. ૨૯.

सेयं जागरितावस्था शरीरं करणाश्रयम् ।
यस्तयोरभिमानी स्याद्विश्व इत्यभिधीयते ॥ ३० ॥

તે આ જાગરિત અવસ્થા અને કરણના આશ્રયરૂપ એવું શરીર તે એનો જે અભિમાની છે, તે વિશ્વ એ રીતે કહેવાય છે. ૩૦.

विश्वं वैराजरूपेण पश्येद्भेदनिवृत्तये ।

ज्ञानेन्द्रियाणि पञ्चैव पञ्च कर्मेन्द्रियाणि च ॥३१॥

તે વિશ્વને ભેદની નિવૃત્તિને અર્થે વિરાડ્રૂપે જુએ. પાંચ જ્ઞાનેંદ્રિયો છે, અને પાચ કર્મેન્દ્રિયો છે. ૩૧.

श्रोत्रत्वङ्नयनं घ्राणं जिह्वा धीन्द्रियपञ्चकम् ।
वाक्पाणिपादपायूपस्थाः कर्मेन्द्रियपञ्चकम् ॥ ३२ ॥

કાન, ચામડી, આંખ, નાસિકા ને જીભ એ પાચ જ્ઞાનેંદ્રિયો છે, અને વાણી, હાથ, પગ, ગુદા ને લિંગેન્દ્રિય એ પાંચ કર્મેન્દ્રિયો છે. ૩૨.

मनोबुद्धिरहंकारश्चित्तं चेति चतुष्टयम् ।
संकल्पाख्यं मनोरूपं बुद्धिर्निश्चयरूपिणी ॥ ३३ ॥

મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ અંતઃકરણચતુષ્ટય છે. તેમાં મન સંકલ્પરૂપ છે ને બુદ્ધિ નિશ્ચયરૂપ છે. ૩૩.

अभिमानात्मकस्तद्वदहंकारः प्रकीर्तितः ।
अनुसंधानरूपं यत् चित्तमित्याभिधीयते ॥ ३४ ॥

તેમજ અહંકાર અભિમાનરૂપ કહ્યો છે, અને જે ચિત્ત છે તે સ્મરણરૂપ ધર્મવાળું કહેવાય છે. ૩૪.

प्राणोऽपानस्तथा व्यान उदानाख्यस्तथैव च ।
समानश्चेति पञ्चैताः कीर्तिताः प्राणवृत्तयः ॥ ३५ ॥

પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રાણની વૃત્તિઓ કહેલી છે ૩૫.

खं वाय्वग्न्यम्बुक्षितयो भूतसूक्ष्माणि पञ्चकम् ।
अविद्याकामकर्माणि लिङ्गं पुर्यष्टकं विदुः ॥ ३६ ॥

આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એ પાંચ સૂક્ષ્મભૂત છે.

જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, અંતઃકરણો, પ્રાણો, ભૂતો, અને અવિદ્યા, કામ, તથા કર્મ એ સર્વ લિંગશરીર છે, તેને વિદ્વાનો પુર્યષ્ટક એમ જાણે છે.૩૬.

एतत्सूक्ष्मशरीरं स्यान्मायिकं प्रत्यगात्मनः ।
करणोपरमे जाग्रत्संस्कारोत्थप्रबोधवत् ॥ ३७ ॥

પ્રત્યગ્આત્માનું આ સૂક્ષ્મશરીર માયિક છે. ઇંદ્રિયો ઉપરામ પામે સતે જાગ્રતના સંસ્કારથી ઉત્પન્ન થયેલા જ્ઞાનની પેઠે. ૩૭.

ग्राह्यग्राहकरूपेण स्फुरणं स्वप्न उच्यते ।
अभिमानी तयोर्यस्तु तैजसः परिकीर्तितः ॥ ३८ ॥

ગ્રહણ કરવાયોગ્ય અને ગ્રહણ કરનાર એ બેના રૂપે કરીને જે સ્ફુરણ થાય છે, તે સ્વપ્ન એમ કહેવાય છે, અને તે બેનો જે અભિમાની તે તૈજસ કહેવાય છે. ૩૮.

हिरण्यगर्भरूपेण तैजसं चिन्तयेद्बुधः ।
चैतन्याभासखचितं शरीरद्वयकारणम् ॥ ३९ ॥

ડાહ્યો માણસ બંને શરીરના કારણરૂપ અને ચૈતન્યાભાસથી યુક્ત એવા તૈજસને હિરણ્યગર્ભરૂપે ચિંતન કરે. ૩૯.

आत्माज्ञानं तदव्यक्तमव्याकृतमितीर्यते ।
न सन्नासन्न सदसद्भिन्नाभिन्नं न चोभयम् ॥ ४० ॥

આત્માને આશ્રયે રહેલું અજ્ઞાન તે અવ્યક્ત છે, ને તે અવ્યાકૃત છે એમ કહેવાય છે; તે સત્ નથી, અસત નથી, અને સત્અસત્ નથી; તેમ આત્માથી ભિન્ન નથી, અભિન્ન નથી, તથા ભિન્નાભિન્ન નથી ૪૦.

न सभागं न निर्भागं न चाप्युभयरूपकम् ।
ब्रह्मात्मैकत्वविज्ञानाद्धेयं मिथ्यात्वकारणात् ॥ ४१ ॥

તે સાવયવ નથી, નિરવયવ નથી, અને ઉભયરૂપ પણ નથી.

मिथ्यापणाना ज्ञानथी ब्रह्मात्माना एकपणाना विज्ञानवडे ते हेय छे. ४१.

**ज्ञानानामुपसंहारो बुद्धेः कारणतास्थितिः ।**

**वटबीजे वटस्येव सुषुप्तिरभिधीयते ॥ ४२ ॥**

बाह्य तथा आंतर ज्ञानोनो उपसंहार, अने वडना बीजमां वडनी पेठे बुद्धिनी कारणपणावडे स्थिति, ते सुषुप्ति कहेवाय छे. ४२.

**अभिमानी तयोर्यस्तु प्राज्ञ इत्यभिधीयते ।**

**जगत्कारणरूपेण प्राज्ञात्मानं विचिन्तयेत् ॥ ४३ ॥**

ते बेनो (बने अवस्थाना ज्ञानोना अभावनो ने बुद्धिना बीजभावनो) जे अभिमानी ते प्राज्ञ एम कहेवाय छे. मुमुक्षु प्राज्ञात्माने जगत्ना कारणरूपे चिंतन करे छे. ४३.

**विश्वतैजससौषुप्तविराट्सूत्राक्षरात्मभिः ।**

**विभिन्नमिव संमोहादेकं तत्त्वं चिदात्मकम् ॥ ४४ ॥**

चैतन्यरूप एक तत्त्व अति अविवेकथी विश्व, तैजस, प्राज्ञ, विराट्, सूत्रात्मा ने अक्षररूपे भेद पामेलाजेवु जणाय छे. ४४.

**विश्वादिकं त्रयं यस्माद्वैराजादित्रयात्मकम् ।**

**एकत्वेनैव संपश्येदन्याभावप्रसिद्धये ॥ ४५ ॥**

जेथी विश्वादिक जे त्रण ते वैराजादि त्रणरूप छे, तेथी बीजाना अभावनी सारी रीते सिद्धिने अर्थे तेमने एकपणावडेज जुए ४५.

**ॐकारमात्रमखिलं विश्वं प्राज्ञादिलक्षणम् ।**

**वाच्यवाचकताभेदाद्भेदेनानुपलब्धितः ॥ ४६ ॥**

वाच्यवाचकताना अभेदथी अने पृथक्पणावडे अभाव होवाथी प्राज्ञादि लक्षणवाळुं समग्र जगत् ॐकारमात्र छे. ४६.

अकारमात्रं विश्वं स्यादुकारस्तैजसः स्मृतः ।
प्राज्ञो मकार इत्येवं परिपश्येत्क्रमेण तु ॥ ४७ ॥

...માત્રા તે વિશ્વ છે, ઉકારને તૈજસ કહેલો છે, અને મકાર ... રીતે ક્રમે કરીને જુએ. ૪૭.

...न्त्याातिप्रयत्नतः ।
...ापयेत् ॥४८॥

... વિચારીને ક્રમથ... ...ચિદાત્માને વિષે લય કરે ૪૮.

अकारं पुरुषं विश्वमुकारे प्रविलापयेत् ।
उकारं तैजसं सूक्ष्मं मकारे प्रविलापयेत् ॥ ४९ ॥

વિરાટ્ અને વિશ્વરૂપ અકારનો ઉકારમાં સારી રીતે લય કરે. સૂત્રાત્મા ને તૈજસરૂપ ઉકારનો મકારમા સારી રીતે લય કરે. ૪૯.

मकारं कारणं प्राज्ञं चिदात्मनि विलापयेत् ।
चिदात्माऽहं नित्यशुद्धबुद्धमुक्तसदद्वयः ॥ ५० ॥

અવ્યાકૃત અને પ્રાજ્ઞરૂપ મકારનો ચિદાત્માને વિષે સારી રીતે લય કરે જે હું ચિદાત્મા, નિત્યશુદ્ધ, નિત્યબુદ્ધ, નિત્યમુક્ત, સદ્રૂપ, અદ્વય.

परमानन्दसंदोहो वासुदेवोऽहमोमिति ।
ज्ञात्वा विवेचकं चित्तं तत्साक्षिणि विलापयेत् ॥५१॥

પરમાનન્દના સમૂહરૂપ અને વાસુદેવરૂપ હું ૐકારરૂપ છું, એમ જાણીને વિવેચન કરનાર જે ચિત તેનો તેના સાક્ષિરૂપ ચિદાત્મામા સારી રીતે લય કરે. ૫૧.

चिदात्मनि विलीनं च तच्चित्तं न विचालयेत् ।
पूर्णबोधात्मनाऽऽसीत पूर्णाचलसमुद्रवत् ॥ ५२ ॥

ચિદાત્માને વિષે વિલીન કરેલા તે ચિત્તને ક્યાંઇ પણ ચલાયમાન ન કરે, અને પૂર્ણ અને અચલ સમુદ્રની પેઠે પૂર્ણબોધરૂપે ( સ્થિર ) થાય. ૫૨.

**एवं समाहितो योगी श्रद्धाभक्तिसम**

**जितेन्द्रियो जितक्रोध**

એ રીતે શ્ર

તવાળો થાય.

**आदिमध्यावसानेषु दुःखं सर्वामदं यत. ॥**

**तस्मात्सर्वं परित्यज्य तत्त्वनिष्ठो भवेत्सदा ॥ ५४ ॥**

જે હેતુથી આદિ, મધ્ય અને અંતમાં આ સર્વ જગત્ દુઃખરૂપ છે, તે હેતુથી સર્વનો પરિત્યાગ કરીને સદા તત્ત્વમાં છે નિષ્ઠા જેની એવો થાય. ૫૪.

**यः पश्येत्सर्वगं शान्तमानन्दात्मानमद्वयम् ।**

**न तेन किंचिदाप्तव्यं ज्ञातव्यं वाऽवशिष्यते ॥ ५५ ॥**

જે યોગી સર્વવ્યાપક, શાંત, આનંદરૂપ અને અદ્વય એવા આત્માને જુએ છે, તે યોગીને બીજું કાંઇ પામવાયોગ્ય કે જાણવાયોગ્ય અવશેષ રહેતુ નથી. ૫૫

**वासुदेवं परं ब्रह्म सर्वभूताशये स्थितम् ।**

**कृतकृत्यो भवेद्विद्वान् जीवन्मुक्तो भवेत्सदा* ॥ ५६ ॥**

---

*कृतकृत्यो भवेद्विद्वान् जीवन्मुक्तो भवेत्सदा । आत्मन्यारूढभावस्तु जगदेतन्न वीक्षते ॥ એવું પાઠાંતર છે. તેનો અર્થ આ પ્રમાણે થાય છેઃ-તે વિદ્વાન્ કૃતાર્થ થાય છે, ને સર્વદા જીવન્મુક્ત થાય છે. આત્મામાં આરૂઢ ભાવવાળો તે આ જગત્‌ને જોતો નથી.

ર્વ પ્રાણીઓના અંતઃકરણમાં સ્થિત વાસુદેવ પરબ્રહ્મને જે
૭, તે વિદ્વાન્ કૃતકૃત્ય થાય છે અને સદા જીવન્મુક્ત થાય છે. ૫૬

**कदाचिद् व्यवहारे तु द्वैतं यद्यपि पश्यति ।**

**...रेण न पश्यति चिदन्वयात् ॥ ५७ ॥**

...તને જુએ છે, પણ ચૈતન્યના

...ા૧

...ાત્ ।

**प्रतिभासः शरीरस्य तदा प्रारब्धसंचयात् ॥ ५८ ॥**

કિંતુ દિશાની ભ્રાંતિ અને ચંદ્રના વિભાગની પેઠે તે દ્વૈતને મિ-થ્યારૂપેજ જુએ છે, અને શરીરની પ્રતીતિ તો પ્રારબ્ધનો સંચય હોવાથી થાય છે. ૫૮.

**तस्य तावदेव चिरमित्यादिश्रुतिरब्रवीत् ।**

**प्रारब्धस्यानुवृत्तिस्तु मुक्तस्याभासमात्रतः ॥ ५९ ॥**

તેને વિદેહકૈવલ્યમાં પ્રારબ્ધના ક્ષયપર્યંતનોજ વિલંબ છે, ઇત્યાદિ શ્રુતિ પણ એમજ કહે છે. પ્રારબ્ધની અનુવૃત્તિ તો મુક્તને આભાસમાત્રથી છે. ૫૯.

**सर्वदा मुक्त एव स्याज्ज्ञाततत्त्वः पुमानसौ ।**

**प्रारब्धभोगशेषस्य संक्षये तदनन्तरम् ॥ ६० ॥**

જાણેલું છે તત્ત્વ જેણે એવો આ પુરુષ સર્વદા મુક્તજ છે, અને પ્રારબ્ધભોગના શેષનો સારી રીતે નાશ થયે સતે તે પછી, ૬૦.

**अविद्यातिमिरातीतं सर्वाभासविवर्जितम् ।**

**चैतन्यममलं शुद्धं मनोवाचामगोचरम् ॥ ६१ ॥**

અવિદ્યારૂપી અંધારાથી પર, સર્વ આભાસથી અત્યંત ચૈતન્યરૂપ, શુદ્ધ, મનવાણીંના અવિષય, ૬૧

**वाच्यवाचकनिर्मुक्तं हेयोपादेयवर्जितम् ।**
**प्रज्ञानघनमानन्दं वैष्णवं पदमश्नुते ॥**

વા[illegible]યવાચકથી નિર્[illegible]
રહિત [illegible]
પામે છે. ૬૨.

**इदं प्रकरणं यत्नाज्ज्ञातव्यं भगवत्तमैः ।**
**अमानित्वादिनियमैर्गुरुभक्तिप्रसादतः ॥ ६३ ॥**

આ પ્રકરણ અમાનીપણું ઇત્યાદિ નિયમોથી અને ગુરુભક્તિના પ્રસાદથી પવિત્રતમ પુરુષોએ યત્નથી જાણવાયોગ્ય છે. ૬૩.

**इमां विद्यां प्रयत्नेन योगी संध्यासु सर्वदा ।**
**समभ्यसेदिहामुत्रभोगानासक्तधीः सुधीः ॥ ६४ ॥**

આ લોક પરલોકના ભોગોમાં આસક્તિવિનાની બુદ્ધિવાળો તથા નિર્મલબુદ્ધિવાળો યોગી આ વિદ્યાનો સર્વદા સંધ્યાકાલમાં પ્રયત્નવડે સારી રીતે અભ્યાસ કરે. ૬૪.

**रागद्वेषादिरहितस्स्वात्मानं चिन्तयेत्सदा ।**
**स एव जीवन्मुक्तो वा न पुनर्भवसंभवः ॥ ६५ ॥**

જે પુરુષ રાગદ્વેષાદિથી રહિત થઇ નિરંતર સ્વાત્માનું ચિંતન કરે, તેજ જીવન્મુક્ત છે, અને તેને પુનર્જન્મનો સંભવ નથી. ૬૫.

**इति श्रीमत्सुरेश्वराचार्यविरचितं पंचीकरणवार्तिकं समाप्तं ॥**

# સનાતન ધર્મની ગર્જનાઓના ગ્રાહકોને અભ્યર્થના.



પ્રથમ વર્ષની ૮-૯ અને ૧૦ મી ગર્જનાઓના પુસ્તકમાં ૧૧૧ ના પૃષ્ઠ ઉપર કરેલી વિજ્ઞપ્તિ અમારે ના છૂટકે ફેરવવી પડી છે. તેનું કારણ જાણવામા આવતા સજ્જન મહાશયોને તે યોગ્યજ લાગશે. ૧૧ મી ને ૧૨ મી ગર્જનાઓમા "સાસરે જતી પુત્રીને પિતાનો પ્રબોધ." એ વિષય પ્રકટ કરવાનો હતો. પરંતુ તે અનુપમ લેખ એજ ગર્જનાઓના ત્રણ કે ચાર ફોરમોમા સમાઇ શકે એવો ન્હોતો, પણ આશરે સાત—આઠ ફોરમો હોય તોજ માયી શકે એમ જણાવાથી ૧૧ મી ને ૧૨ મીમા બીજો વિષય પ્રકટ કરી, હવે પછીની બીજા વર્ષની ૧ લી, ૨ જી, ૩ જી અને ૪ થી ગર્જનાઓના ભેગા પુસ્તકમા પૂર્વોક્ત વિષય પ્રકટ કરવા ધાર્યું છે. એ પ્રસિદ્ધિમા આવેલા વિષયના નામ ઉપરથી કોઇ પણ સજ્જને એવી કલ્પના કરવી નહિ કે—એમાં તો નામ પ્રમાણે ગુણવાળુ લખાણ હોવાથી એ સ્ત્રી ઉપયોગી લેખ માત્ર સ્ત્રીઓજ વાંચશે. પણ એ વિષયનું એવુ નામ તો અમારે કોઇ એક અસાધારણ કારણને લઇને જ રાખવુ પડ્યું છે; પણ લેખ તો સર્વ આબાલવૃદ્ધ સ્ત્રીઓ તથા પુરુષો અને અન્યાશ્રમીઓને પણ અવલોકન કરવા યોગ્ય છે. અને સૌભાગ્યવતી સ્ત્રીઓને તો મોટામાં મોટું કંઠાભરણ કે ચૂડામણિ સમાન છે. માટે સર્વ હરિજનોને તથા ધર્મ, ભક્તિ, નીતિ અને શુદ્ધ વ્યવહારજ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા સર્વ ગૃહસ્થોને તે વિષય ઉપયોગી છે. તેને પ્રસંગે પ્રસંગે ધર્મનીતિના બોધવચનોથી સારી રીતે શણગારવામાં આવ્યો છે. ને હવે તે પછીની ગર્જનાઓમાં ઘણાં રસિક આખ્યાને સાથે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાન-

રસ્થ અને સન્યાસી એ નામના, નામ પ્રમાણે આશ્રમધર્મોનું સ
નિરૂપણ કરનારા ઉચ્ચ વિષયો લઇ જન સમાજની સેવા બજા
ધાર્યું છે કે તે અમારી ધારણા શ્રીવિશ્વનિયંતા અમને સહાય
પૂર્ણ કરશે

સનાતન ધર્મની ગર્જનાઓની પ્રસિદ્ધિથી આ સંસ્થાને
પ્રકૃતિ તેના બીજને આર્થિક લાભ કાંઇ પણ નથી તે વિવેકી
સ્થોના જાણ્યા બહાર નહિ હોય પણ સંસ્થા ચલાવનારને (
લેખો મેળવવા, પ્રેસોમાં સમયસર છપાવવા, પ્રુફો તપાસવાં અને
એટલે પગારોજ પુસ્તકો પ્રકટ કરવાનું ખર્ચ નભે એવા કાર્યમાં કાંઇ
ઓછી પરાકાષ્ટા નથી. नहि वन्ध्या विजानाति गुर्वीं प्रसववेदनाम् ॥

મ૦ મ૦ ત્રિ૦
મંત્રી.

---

## પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નાથયોગીશ્વરની છબી.

હાથી ઉપર બીરાજમાન થયેલા અને સેંકડો સ્ત્રી પુરુષો તેઓશ્રીને લેવા માટે સામા આવેલા તે દેખાવની આ ૧૪×૧૧ સાઇઝની છબી છે. આ છબી ખાસ ઘરમાં રાખવા લાયક છે. મૂલ્ય રૂ. ૧–૦–૦. ગર્જનાના ગ્રાહકો માટે રૂ. ૦–૧૨–૦. વિ. પિ અને પોષ્ટેજ ખર્ચ જુદું પડશે.

મળવાનું ઠેકાણું:—
મણિલાલ મગનલાલ ત્રિવેદી.
અમદાવાદ.